મત આપો ને આ ચોપડી લો !!



(નવા હંટરકૃત)

# हिंद लोकना टुक इतिहासनो प्रश्नोत्तर. ३३२३

सुधारा तथा वधारा साथे.




છપાવી પ્રસિદ્ધ કરનાર

मेहेता काशीराम जेभाइ (सलुणवाळा)

બુકસેલર એન્ડ પબ્લીશર—મુકામ ભરૂચ.


પ્રત ૬૦૦૦.

આવૃતિ બીજી.




અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને જ૦ એ૦ કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સને ૧૮૮૮. સંવત ૧૯૪૪.


कीम्मत ६ आना, टपालखर्च एक आनो.



(नवा हंटरकृत)

# हिंद लोकनो टुक इतिहासनो

# प्रश्नोत्तर.

સુધારા તથા વધારા સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર

मेहेता काशीराम जेभाइ (सलुणवाळा)

બુકસેલર એન પબ્લીશર—મુકામ ભરૂચ.

પ્રત ૬૦૦૦.

આવૃત્તિ બીજી.



अमदावाद.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સને ૧૮૮૮. સંવત ૧૯૪૪.

कीम्मत ६ आना. टपाल खर्च एक आनो

# પ્રસ્તાવના.

હાલમાં હંટરકૃત હિંદનો ઇતિહાસ સરકાર તરફથી મંજુર થએલો છે. તેથી ગુજરાતી નિશાળોમાં ચોથા, પાચમા, છઠ્ઠા ઇંગ્રેજી પેહેલા બીજા, અને ત્રીજા, ધોરણના વિદ્યાર્થિઓને શીખવવામાં આવે છે. જો કે આ ઇતિહાસની રચના અને તેમાં સમાવેલી હકીકતો હિંદના દરેક માણસને અવસ્ય જાણવી જેવીછે, અને તેમાં વર્ણવેલી હકીકતો એવા ગુઢાર્થમાં છે કે જેની ખુબી થોડાઓજ જાણી શકતા હશે. વળી એમાં ઇતિહાસિક મૂળ અને સંસારીક ધર્મનિતી એવી ખુબીથી વર્ણવેલીછે કે જે નિશાળમાં શિખતા તરણ બાળકોના જાણવામાં ન હોવતો ગુજરાતી કેહેવત પ્રમાણે "ઉમરા મુકીને ડુંગરા પુજ્યા" જેવું થાયછે. માટે વિશેષ ખુબીઓ વર્ણવેલીનું તાત્પર્ય છોકરાઓના મગજમાં ઉતરે, એવા સેહેલા રૂપમાં આણવા માટે કેટલાક સદગૃહસ્થોની માગણીથી આ ઉપાય યોજેલોછે.

આ પુસ્તકની પ્રથમ આવૃતી ત્રણ હજાર પ્રતની છપાવેલી, પણ તે ટુંકમુદતમાં ખપી ગઈ, જેથી બીજી આવૃતીમાં કેટલોક સુધારો તથા વધારો કરી છપાવીછે. આ પુસ્તકમાં મુસલમાન રાજાઓની વંશાવળી, સુલાહો (તહનામાં) આકટ, બીલ લડાઇઓની સાલવારી મુકાબલા, અને છેવટે દરેક ગવર્નરજનરલના વખતમાં બનેલા બનાવો ટુંકાણમાં દર્શાવ્યાછે. જેથી આશા રાખવામાં આવેછે કે સદરહુ ઇતિહાસની બીજી આવૃતી વધારે ઉપયોગી થઈ પડશે.

મહેતા કાસીરામ જેભાઈ,

સલુણવાળા.

બુકસેલર એન્ડ પબ્લીશર. મુ. ભરૂચ.

3323

# हिंदनो प्रश्नोत्तररुपे इतिहास.

## प्रकरण १ पेहेलुं.

### देशनुं वर्णन

પ્ર૦ હિંદ દેશ ક્યાં આવેલો છે?

ઉ૦ એશીઆખંડના દક્ષિણ ભાગમાં આવેલો છે.

પ્ર૦ હિંદની સ્થિતિ, અને તેનો વિસ્તાર કેટલો છે?

ઉ૦ એની ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે બલુચીસ્તાન અને અરબી સમુદ્ર, દક્ષિણે હિંદીમહાસાગર, અને પૂર્વે બંગાળી ઉપસાગર અને બ્રહ્મદેશ છે. એ હદની વચ્ચે ત્રિકોણ આકારથી, દક્ષિણ ભાગમાં જમરૂખને આકારે વાંકો વળેલો છે. એનું ક્ષેત્રફળ લગભગ ૧૫ લાખ ચોરસ માઈલ. અને સાડીપચાસ કરોડ માણસની વસ્તી છે.

પ્ર૦ હિંદનો વિસ્તાર યુરોપ સાથે સરખાવતાં કેટલો થાયછે?

ઉ૦ રૂશિઆ બાદ કરતાં આખા યૂરોપખંડ જેટલો છે, પણ વસ્તીમાં ચઢીઆતો છે.

પ્ર૦ હિંદ કયા કટિબંધ ઉપર આવેલો છે?

ઉ૦ વિષુવવૃત્તના અતી ઉષ્ણ પ્રદેશોથી સમસિતોષ્ણ કટિબંધ સુધી ઘણે દૂર સુધી ગએલો છે. તોપણ આ શ્રીમાન દેશમાં દુનીઆંના ઊંચામાં ઊંચા પર્વતો આવવાથી ઘણી તરેહના દેખાવ, અનેક પ્રકારની હવા, અને ત્રણે કટિબંધમાં વસનારા પ્રાણીઓ તથા પેદાશથી આ દેશ ભરપૂર છે.

પ્ર૦ હિંદના સ્પષ્ટ મર્યાદા વાળા ભાગો કેટલા છે ને તે કયા કયા?

ઉ૦ ત્રણ (૧) *હિમાલય, (૨) નદીઓનો પ્રદેશ (૩) દક્ષિણનો ઊંચ પ્રદેશ.

પ્ર૦ હિમાલયના પ્રદેશની સ્થિતિનું વર્ણન કરો?

*બરફનું સ્થાન

ઉ૦ દુનીઆમાં આ સર્વથી ઊંચામાં ઊંચો પહાડ, પૂર્વ પશ્ચિમ બે સમાંતર હારોથી એશિઆના બાકીના ભાગને હિંદથી જુદો પાડેછે. એની દક્ષિણ હારનું એવરેસ્ટ શિખર દરિઆની સપાટીથી ર૯૦૦ર ફીટ ઉંચુંછે. એની ઉત્તર તરફ ખીણો તથા તેની પાછળ હીમાલયની અંદરની માળાછે.

પ્ર૦ હિમાલયની ઉત્તર ખીણના પ્રદેશમાંથી કઈ કઈ નદીઓ નીકળે છે?

ઉ૦ સિંધુ. સતલજ અને બ્રહ્મપુત્ર.

પ્ર૦ હિમાલયના પ્રદેશમાં વેપારીઓનું આવાગમન શી રીતે થાયછે?

ઉ૦ હિંમત વાળા વેપારીઓ કંકણખાર, મીઠું વીગેરે ચોજો યખ નામની ગાયો, તથા ઘેટાં, બકરાં, અચ્ચર વીગેરેની પીઠ ઉપર લાધી; બકરાનાં ચામડાં પહેરી, અને ૧૮૦૦૦ ફુટ ઊંચા ઘાટોની વાટે આવ જાવ કરેછે. અને તળેટીના પ્રદેશના ગામોમાં વેચેછે.

પ્ર૦ યખ ગાયો વિશેષે કરી શા ઉપયોગમાં આવે છે?

ઉ૦ એના પુછડાના વાળની ફીટ (ફોર) યૂરોપીઅન લોકો બનાવેછે.

પ્ર૦ હિંદની ઉત્તરે આવેલા એવડા કોટરૂપ હિમાલયની કઈ કઈ શાખાઓ છે?

ઉ૦ ઈશાનકોણમાં નાગ અને પતકોઈ નામની શાખાઓ છે, કે જે હિંદને બ્રહ્મદેશથી જુદો પાડેછે. વળી એ વાટે બ્રહ્મપૂત્ર નદ પણ વહેછે.

વાવ્ય કોણથી દક્ષિણ તરફ સફેદ, કોહ, સુલેમાન, હાલા, વિગેરે ઠેઠ દરીઆ સુધી ગએલી છે.

પ્ર૦ અફગાનીસ્તાનમાંથી હિંદમાં આવવાની કયી કયી ભાગોળોછે?

ઉ૦ ખાઈબર ઘાટ, કુરમઘાટ, અને ગ્વાલરીઘાટ.

પ્ર૦ હિમાલયથી હિંદવાસીઓને શું લાભ છે?

ઉ૦ (૧) પરદેશી શત્રુઓને આવતા અટકાવે છે, (ર) હિંદવાશીઓને અન્ન, ધન, વીગેરે મેળવવાનું સાધન પુરૂ પાડેછે.

(૩) નીચે આવેલા ગરમ પ્રદેશોને માટે પાણીનો સંચય કરેછે

(૪) દુરના ઉષ્ણ કટિબંધના સમુદ્રોમાંથી ઉનાળાની વરાળને, મોસમનો પવન, જુન માસમાં ઉત્તર તરફ લઈ જતાં અટકાવે છે. (૫) ઉપર ઠરેલું બરફ ઓગળીને બ્રહ્મપુત્રને સિંધુને મારગે પાણી રૂપે હિંદમાં પાછુ લાવી આપેછે. આ કારણથી તિબેટ તરફના ભાગોમાં થોડીજ વરાળ જવા પામેછે. અને આસામના ચેરાપુંજી ડુંગરોમાં આખી દુનીઆં કરતાં વધારે વરસાદ (૮૦૫ ઇંચ) થાયછે.

પ્ર૦ હિમાલયની નીપજ શી શી છે ?

ઉ૦ ફર્ન, વાંસ, દેવદાર, -હોદોદેંદ્રાન અને ઈમારતી લાકડાં, તથા કોયલા, બાજરી, જવ, બટાટા, અને મધ વીગેરે.

૦ હિમાલયમાંથી નીકળનારી નદીઓનાં નામ કહો ?

ઉ૦ (૧) ઉત્તર ઢાળમાંથી સિંધુ અને સતલજ એ બે નીકળી આથમણી દિશાએ વહી, દક્ષિણ તરફ પંજાબમાં બીજી નદીઓ જોડે મળી હિંદમહાસાગરને મળેછે. એની લંબાઈ ૧૮૦૦માઇલછે.

(૨) બ્રહ્મપુત્ર એ સિંધુની સામી દિશાએ વહી આસામથી દક્ષિણ તરફ જઇને બંગાળાના ઉપસાગરને મળે છે. એની લંબાઈ પણ આશરે સિંધુ જેટલીજ છે.

આ નદીના આશરે ૧૦૦૦ માઇલના કડકા ( હિમાલયની વચલી ખીણોમાં વહેતો ) ને સાંપુ કહેછે. બાકીનો ભાગ બ્રહ્મપુત્રનદ એટલે બ્રહ્માનો છોકરો આ નામથી ઓળખાય છે.

(૩) ગંગા અને જમુના, એમાં હિમાલયના દક્ષિણ ઢાળમાંનું પાણી આવેછે. એની લંબાઈ ૧૫૦૦ માઇલ છે. ને તે ઘણે મુખે બંગાળાના ઉપસાગરને મળેછે.

પ્ર૦ (બીજો) એટલે નદીઓના પ્રદેશની સીમા ક્યાંથી તે ક્યાં સુધી છે ?

ઉ૦ પૂર્વે બંગાળી અખાતથી પશ્ચિમે હિંદીમહાસાગર સુધી છે.

પ્ર૦ એ પ્રદેશમાં કયા પ્રાંતો આવેલા છે.

ઉ૦ નીચલો બંગાળા, આસામ, અયોધ્યા, વાયવ્યપાંત, પંજાબ, સિંધ, અને રજપૂતસ્થાનો.

પ્ર૦ એમાંની મુખ્ય નદીઓનાં નામ અને તેની હકીકત કહો ?

ઉ૦ પશ્ચિમે સિંધુ, પૂર્વે બ્રહ્મપુત્ર, અને મધ્યના દક્ષિણ તરફના ભાગોમાંથી ગંગા; અને તેને પ્રયાગ આગળ મળનારી જમુના આ ત્રણે નદીઓ હિમાલયમાંથી પાણી લાવેછે. અને મધ્યના વિસ્તીર્ણ પ્રદેશને રસાળ કરેછે. તેથી આ નદીઓને લોકો પુજ્ય માને છે, અને તેના મૂળને પવીત્ર ગણેછે.

પ્ર૦ ગંગા અને જમુનાને કિનારે કયાં શેહેરો વસેલાં છે ?

ઉ૦ ગંગા ઉપર કલકત્તા, પટણા, બનારસ વીગેરે. અને જમુનાં ઉપર આગ્રા, દીલ્લી વીગેરે. અને એ બંનેના સંગમ ઉપર અલહાબાદ આવેલું છે.

પ્ર૦ નદીઓથી ફાયદા તથા ગેરફાયદા શા શા છે ?

ઉ૦ (૧) તે પહાડોમાંથી પાણી લાવી નીચલા પ્રદેશને રસાળ કરે છે. (૨) વેપાર કરવામાં માલ લઈ જવા લાવવાના કામમાં મદદ કરેછે. (૩) ઊંચાણ દેશોમાંથી કાદવ વીગેરે પોતાના વેણથી લાવી નીચલા પ્રદેશમાં ઠેરવે છે, કે જેથી બેટો બની વધારે ફળદ્રુપ જમીન થાયછે. એવી રીતે બંગાળાનો *ડેલ્ટા બનેલો છે.

(૧) એથી નુકશાન પણ ઘણાં છે, એક તો તેમાં પૂર આવે છે તેથી હજારો માણસ, ગામ, ઢોર, ઝાડ વીગેરે તણાઈ જાયછે

(૨) જમીન ઉપરના પાકોને ઘસડી જાયછે.

(૩) વળી એક જાતના ખારનો પોપડો જમીન ઉપર ચોટે છે, કે જેથી તે જમીનના પાકને નુકશાન કરેછે.

પ્ર૦ નદીઓના પ્રદેશમાં શું પાક થાય છે ?

ઉ૦ ડાંગર, બાજરી, જવ, જુવાર કઠોર, તમાકુ, કપાસ, કેળ, શેરડી, ગળી, નાળીએર, શેતુર, અફીણ, ને વાંસ વીગેરે.

પ્ર૦ દક્ષિણના ઊંચ પ્રદેશની હદ ક્યાંથી તે ક્યાં સુધી છે ?

ઉ૦ ગંગાના પ્રદેશની દક્ષિણ કોરથી તે ઠેઠ કન્યાકુમારી સુધી એ દેશની હદ છે.

---

* નદીના મુખ પાસેનો ત્રીકોણાકાર પ્રદેશ.

પ્ર૦ એ પ્રદેશમાં કયા કયા પ્રાંતો આવેલા છે ?

ઉ૦ મધ્યપ્રાંત, વરાડ, મદ્રાસ ઇલાકો, મુંબાઈ ઇલાકો, મ્હેસૂર અને સિંધીઆ, હોલકર, તથા નીજામનાં સંસ્થાનો વીગેરે.

પ્ર૦ દક્ષિણ ઊંચ પ્રદેશમાં કયા પર્વતો આવેલા છે ?

ઉ૦ આરાવલી, સાતપુડો, સિંહ્યાદ્રી, વિંધ્યાચળ, કાઇમૂર, આબુ, રાજમહાલ, પારસનાથ, નીલગીરી વીગેરે.

પ્ર૦ દક્ષિણના ઊંચ પ્રદેશનો દેખાવ કેવો છે ?

ઉ૦ તેની બે બાજુએ કોટરૂપ પૂર્વ અને પશ્ચિમ ઘાટોના પહાડ દરિઆના ઓવારા જેવા અને ઉત્તરના કોટરૂપ પહાડથી, ત્રિકોણ આકારનો ઊંચ પ્રદેશ બનીને તેના ઉપર વન, પર્વતમાળા શીખરો, મેદાનો, આવી રહેલાં છે.

પ્ર૦ દક્ષિણમાં હવા ખાવાનાં ઠેકાણાં કયાં કયાં છે ?

ઉ૦ ઉત્તકમંડ, અને દોદાબેત્તા.

પ્ર૦ દક્ષિણના ઊંચ પ્રદેશમાં કઈ કઈ નદીઓ આવેલી છે.

ઉ૦ નર્મદા, તાપી એ પશ્ચિમ વાહીની ખંભાતના અખાતને મળેછે. અને ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વીગેરે ઘાટોના પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે.

પ્ર૦ દક્ષિણના ઊંચ પ્રદેશમાં શું શું પાકેછે ?

ઉ૦ ઘાટના વનમાંથી સાગ, સીસમ વીગેરે. અને વચલા પ્રદેશમાંથી ઘઊં, બાજરી, રાગી, જુવાર, તમાકુ, કઠોળ, કપાસ, શેરડી, તાડ, ખજુરી વીગેરે.

પ્ર૦ એ ઊંચ પ્રદેશમાંથી ખનીજ પદાર્થ શા શા નીકળે છે ?

ઉ૦ સોનુ, ત્રાંબુ, લોઢુ, કોયલા, હીરા, ચૂનાના પત્થર, વીગેરે.

પ્ર૦ બ્રિટિશ બ્રહ્મદેશ ક્યાં છે. ને તે વિશે શું જાણોછો ?

ઉ૦ એ ઇરાવતી નદીનો નીચલો પ્રદેશ, ડેલ્ટા, અને બંગાળી અખાતની પૂર્વકાંઠાની પટી, એ મળીને થએલો છે. એમાં યોમા પર્વત છે. એમાં ડાંગર, તમાકુ, ત્રાંબુ, સોનુ, ઇમારતી લાકડાં, ચૂનાના પત્થર વીગેરેની નીપજ છે, તથા ઈરાવતી નદીની ખીણોમાંથી કેરોસીન તેલના ઝરા પણ નીકળે છે.

# प्रकरण २ जुं

## લોક.

પ્ર૦ હિંદમાં બ્રિટિશ રાજના તાબાના મુલકના રાજકીય ભાગો કયા કયા છે તથા તે દરેકના મુખ્ય અધીકારીઓ કોણછે ?

| ઉ૦ ભાગોનાં નામ. | અધિકારીઓ. |
|---|---|
| ૧ મદ્રાસઇલાકો. | ગવર્નર. |
| ૨ મુંબાઈ ઇલાકો. | ગવર્નર. |
| ૩ બંગાળા ઇલાકો. | લેફટેનેન્ટ ગવર્નર. |
| ૪ પંજાબ ઇલાકો. | એજન. |
| ૫ વાયવ્ય પ્રાંતો. | એજન. |
| ૬ અયોધ્યા (આઉદ) પ્રાંતો. | ચીફકમિશનર. |
| ૭ મધ્ય પ્રાંતો. | એજન. |
| ૮ બ્રહ્મદેશ (બ્રિટિશ)* | એજન. |
| ૯ આસામ. | એજન. |
| ૧૦ વરાડ. | કમિશનર. |
| ૧૧ અજમેર. | કમિશનર. |
| ૧૨ કુર્ગ. | કમિશનર. |

પ્ર૦ હિંદમાં બંડિઆં રાજના કયા કયા ભાગ છે? ને તે દરેક કોના તાબામાં છે ?

ઉ૦ ૧ રજપૂતસ્થાન.

| | |
|---|---|
| ૨ હૈદ્રાબાદ ( નીજામનું રાજ્ય. )<br>૩ મધ્ય હીંદ એજન્સી અને બુંદેલખંડ.<br>૪ વડોદરા. | ગવર્નર જનરલ ઈનકૌંસિલને તાબે. |

૫ મ્હૈસૂર.

૬ મણીપુર.

| | |
|---|---|
| ૭ મુંબાઈ સરકારના તાબાનાં દેશી સંસ્થાનો.<br>૮ મદ્રાસ સરકારને તાબેનાં દેશી સંસ્થાનો.<br>૯ બંગાળા સરકારને તાબેનાં દેશી સંસ્થાનો.<br>૧૦ પંજાબ સરકારને તાબેનાં દેશી સંસ્થાનો.<br>૧૨ વાવ્ય પ્રાંતોની તાબાનાં દેશી સંસ્થાનો.<br>૧૩ મધ્યપ્રાંતની સરકારનેતાબેનાં દેશીસંસ્થાનો | સ્થાનિક સરકારને તાબેનાં. |

---

*હાલ બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યે ખાલસા કર્યોછે.

પ્ર૦ હિંદમાં બ્રિટિશ રાજનું ક્ષેત્રફળ અને વસ્તી કેટલી છે ?

ઉ૦ ક્ષેત્રફળ ૮૮૧૮૨૫ ચોરસમાઇલ, અને વસ્તી ૧૯૯૦૪૩૪૯૨નીછે

પ્ર૦ હિંદમાં અંદિઆં રાજ્યોની વસ્તીને ક્ષેત્રફળ કેટલુંછે ?

ઉ૦ ક્ષેત્રફળ ૫૨૧૧૧૬ ચોરસ માઇલ, અને વસ્તી ૫૫૩૫૧૦૮૯ માણસની છે.

પ્ર૦ હિંદમાં પોર્તુગીઝ લોકનાં સ્થળ કયાં કયાં છે, ને તેનો વિસ્તાર કેટલો છે ?

ઉ૦ દીવ, દમણ ને ગોવા. એ રાજ્યનું ક્ષેત્રફળ ૧૦૮૬ ચોરસમાઇલિ અને વસ્તી ૪૭૭૭૧૨ માણસની છે.

પ્ર૦ હિંદમાં ફ્રેન્ચ રાજ્યની વસ્તી ને વિસ્તાર કેટલો છે ?

ઉ૦ ચંદ્રનગર, પાંડિચેરી, માહિમ અને યાનાન એનું ક્ષેત્રફળ ૧૭૮ ચોરસ માઇલ અને વસ્તી ૨૭૧૪૬૦ માણસની છે.

પ્ર૦ હિંદમાં બ્રિટિશ રાજ્ય અને અંદિઆ રાજ્યોની વસ્તીનું ઘાડાપણાનું પ્રમાણ કેટલું છે ?

ઉ૦ બ્રિટિશ રાજ્યોનું દર ચોરસ માઇલે (૨૨૬) માણસનું, અને દેશી રાજ્યમાં દર ચોરસ માઇલે (૧૦૬) માણસનું પ્રમાણ આવેછે.

પ્ર૦ હિંદ મોટા ગામડાંઓ મૂલક કેમ કહેવાય છે ?

ઉ૦ ઇંગ્લાંન્ડની માફક હીંદમાં મોટાં નગરો નથી, અને એની વસ્તીનો જથો ગામડાંઓનો મળીને થયો છે.

પ્ર૦ હિંદની ઘાડી અને આછી વસ્તીવાળા ભાગથી શું અડચણ પડે છે ?

ઉ૦ જે ભાગોમાં ઘાડી વસ્તી છે ત્યાંના ખેડુતોને પુરતી જમીન ખેડવાને મળી શકતી નથી અને તેથી આછી વસ્તીવાળા ભાગોમાં ઊલટું છે. આ કારણોથી ઘાડી વસ્તીવાળા ખેડુતો ઇંગ્લાંડના ખેડુતોની માફક આછી વસ્તીવાળા ભાગોમાં જઈ વસે તો, સર્વને ખેડવાની જમીન મળે; ઉપજમાં વધારો થાય; અને મોંઘવારીનું દુઃખ ટળે.

પ્ર૦ હિંદના કયા ભાગમાં ભમતા ખેડુતો છે ?

ઉ૦ ડુંગરોના પ્રદેશોમાં અને સરહદના પહાડી મૂલકમાં.

પ્ર૦ બ્રિટિશ રાજ્યે હિંદના કયા ભાગમાંથી એકૂતોનું દાસત્વપણું કાઢી નાંખ્યું ?

ઉ૦ બંગાળાના અગ્નિકોણના પ્રાંતોમાંથી.

પ્ર૦ બ્રિટિશ હિંદમાં વસનારા લોકના મુખ્ય પ્રકાર કેટલા છે ? તે દરેકનાં નામ અને વસ્તીનું પ્રમાણ કહો ?

ઉ૦ (૧) અનાર્ય જાતો (મૂળ વતની) ભોમીઆ એક કરોડ ૮૦ લાખ
(૨) આર્ય જાત (બ્રાહ્મણ, રજપૂત) એક કરોડ ૬૦ લાખ.
(૩) મિશ્રલોક ( હિંદુ નામે ઓળખાતા ) ૧૨ કરોડ ૪૦ લાખ
(૪) મુસલમાન આશરે ચાર કરોડ દસ લાખ.

પ્ર૦ દેશી રાજ્યમાં વસનાર ઉપરની ચાર જાતો મળીને કુલ વસ્તી કેટલી છે ?

ઉ૦ પાંચ કરોડ પચાસ લાખ.

પ્ર૦ ઇતિહાસના સમયની પૂર્વે હિંદમાં મુખ્ય જાતો કેટલી હતી ?

ઉ૦ અનાર્ય અને આર્ય એટલે ઉત્તમ કે ઉમરાવ કુળના. જેણે અનાર્યોને ડુંગરોમાં હાંકી કાઢ્યા તે.

---

# प्रकरण २ जुं

## અનાર્ય લોક.

પ્ર૦ અનાર્ય કુળ કેટલાં છે, અને તે હિંદમાં ક્યારે અને ક્યાંથી આવ્યાં ?

ઉ૦ ત્રણ છે તેની હકીકત નીચે પ્રમાણે.

(૧) તિબેટ અને બ્રહ્મદેશની ઇશાન કોણને માર્ગે આવેલું તે કે જેની જાતો હિમાલય પર્વતની મર્યાદામાં વસેછે.

(૨) કોલારી (કોળી) એ પણ ઇશાન કોણની વાટે એજ રસ્તે બંગાળામાં પેઠેલું તે.

(૩) દ્રાવીડ કુળ એ વાવ્યકોણના ઘાટને મારગે પંજાબમાં પેશી છેક કન્યાકુમારી સુધી ગએલું તે.

પ્ર૦ અનાર્ય લોકની મૂળ રીત ભાત કેવી હતી.

ઉ૦ એ વખતે તેમને અક્ષર કે ચિત્રજ્ઞાન નહતું. તેથી તેમણે લેખપત્ર પાછળ મૂક્યા નથી. તેમણે હાથે થયેલાં કામોમાં પાષાણચક્રો, પાળીઆ, કે ઢગલા છે, તેમની નીચે તેઓ પોતાનાં મુડદાં દાટતા હતા. વળી તેઓને સારાં, કડણ, ઘાટીલાં અને ગોળ માટીનાં વાસણો બનાવતાં આવડતાં હતાં. તેઓ લોઢાનાં હથીઆર વાપરતા, તથા ત્રાંબા સોનાનાં ઘરેણાં પેહેરતા હતા. આ ધાતુ યુગની અનાર્ય જાત કહેવાય છે, તે તેમની પેહેલાંની અનાર્ય જાતોમાંથી (પાષાણયુગની) થએલી હતી, એ પુરાતની અનાર્ય જાતો ધાતુથી અજાણ હતી. લોઢાને ઠેકાણે પત્થરનાં હથીઆરો વાપરતી. કે જેમાંના કેટલાક નમુના હાલ નર્મદાના પ્રદેશમાંથી જડે છે.

પ્ર૦ અનાર્યને આર્યલોકે શી રીતે વર્ણવ્યા છે ?

ઉ૦ દુશ્મન, દાસ, ગુલામ, કાળી ચામડીવાળા, કદ્દપા, ઓતરી ચંદ્ર એવા, ચપટા નાકવાળા, માંસના ખાઉધરા, દૈત્ય, રાક્ષસ વગરે કાયદાના, કાચુ માંસ ખાનારા યજ્ઞમાં વિઘ્ન કરનારા, યજ્ઞ નહીં કરનારા, વિગેરે વિશેષણોથી પોતાના ગ્રંથોમાં ધીક્કારેલા છે.

પ્ર૦ આર્યલોકોએ વેદ ક્યારે રચ્યો ?

ઉ૦ ત્રણ ચાર હજાર વર્ષની પેહેલાં.

પ્ર૦ એ વખત પછીના સમયમાં વધારે સુધરેલા અનાર્યોની સ્થિતિ કેવી હતી ?

ઉ૦ તેઓ બળવાન રાજ્યોપર અમલ ચલાવતા હતા. તેઓ કાંઈક ધર્મની વિધિવાળા અને પરલોકની અભિલાષ વાળા હતા, એવું તેઓ પોતાનાં મુડદાંને વસ્ત્રાભુષણથી શણગારતા હતા તેથી માલમ પડે છે. તેમના રાજના સાત ગઢને નેવુ કિલ્લા હતા, એવું વેદના મંત્રોમાં કહ્યું છે. વળી અનાર્યોએ આર્યોને રામાયણની લઢાઇમાં કરેલી મદદ તેમની સ્થિતિ દેખાડી આપે છે.

પ્ર૦ એ અનાર્ય જાતો હાલના વખતમાં કેમ વીખરાએલી છે ?

ઉ૦ ત્રણ હજાર વરસ પેહેલાં આર્યલોકે આવી તેમને સપાટ પ્રદેશમાંથી હાંકી કાઢ્યા. તેથી તેઓ ડુંગર અને જંગલોમાં વાસ કરી રહેલા છે.

પ્ર૦ અનાર્ય જાતો હાલ ક્યાં ક્યાં વસે છે ?

ઉ૦ (૧) આન્દામન બેટના રહેવાશીઓ. (૨) મદ્રાસ ઇલાકાના ડુંગરી માણસો. (૩) મધ્ય ભાગના અનાર્યલોક. (૪) પાંદડાં પહેરનારી ઓરીસાની જાત. (૫) હિમાલયની જાત. આ શિવાય કંધ અને સંતાલ એ વધારે સુધરેલી અનાર્ય જાત છે.

પ્ર૦ આન્દામનની અનાર્ય જાત વિશે શું જાણોછો ?

ઉ૦ તેઓ નાગા, હરખમાં રાતી અને શોકમાં કાળી માટી શરીરે ચોપડેછે. તેમને અંગ્રેજ અમલદારોએ ખોરાક, દવા વીગેરે આપી હળવે હળવે શાંત કર્યા છે. આ જાત સૌ કરતાં વધારે જંગલી છે. તેથી તેમને શ્વાનમુખા અને માણસને ખાનારા પણ લખ્યા છે. તેમના નામને છેડે લીંગ પ્રત્યય જોડવામાં આવેછે.

પ્ર૦ મદ્રાસઇલાકાના ડુંગરી માણસો વીશે શું જાણોછો ?

ઉ૦ એ અનમલે ડુંગરોમાં રહેછે. ઊંદર કે પોતાથી પકડી શકાય તેવાં જનાવરોનો શીકાર કરેછે. આસુરી દેવને માનેછે. તેમાંની એક મુંદવેર નામની જાત છે, તે એક ઠેકાણે સ્થાઇ ઘર બાંધીને રહેતી નથી પણ ભરવાડી અવસ્થામાં ભટકે છે.—વળી એમાં નૈઋત્યકોણના પહાડોમાં નૈયર કરીને અનાર્ય ડુંગરી જાત રહેછે તેમનામાં બહુ, પતી કરવાનો ચાલ છે. અને તે લોક વારસો ભાણેજને આપે છે.

પ્ર૦ મધ્ય ભાગના અનાર્ય વિશે શું જાણોછો ?

ઉ૦ એમાં ગોંડ નામે જાત છે, તે કેટલેક દરજ્જે સુધરેલી છે. પણ જંગલી જાતોની માફક શિકારવડે ગુજરાન ચલાવેછે. અને ચકમકનાં તીર અને ભાટે કામઠાં વાપરે છે.

મારી, નામની જાત ઘાસનાં ઝુંપડાં બાંધી તેમાં રહેછે, તેઓ અજાણ્યા માણસથી નાશી જાયછે. તેથી ખંડણી ઉઘરાવવા આવનાર ઉપરી ઢોલ વગાડી સંતાઈ જાય છે, એટલે તે લોક ખંડણીને પેટે જંગલની પેદાશ મૂકી નાશી જાયછે; પછી તે અમલદાર મૂકેલી ખંડણી લઈ જાયછે.

પ્ર૦ પાંદડાં પહેરનારી ઓરીસ્સાની જાત વિશે શું જાણોછો ?

ઉ૦ તેઓ જુઆંગ કે પતુઆ નામથી ઓળખાય છે. તેમની સંખ્યા

આશરે ૧૦૦૦૦ માણસની છે. તેઓ થોડાં વરસ પેહેલાં કમરે મણકાની માળા અને ખાનગી ભાગ પાંદડાંથી ઢાંકી નવસ્ત્રા ફરતા હતા. સન ૧૮૭૧ માં અંગ્રેજ અમલદારે લૂગડાંના કડકા આપી બોધ કર્યો હતો, તે તેમણે પ્રેમપૂર્વક સ્વીકાર્યો હતો.

પ્ર૦ હિમાલયની અનાર્ય જાતો વિશે શું જાણોછો ?

ઉ૦ તેઓ હિમાલયના ઢાળના પ્રદેશના નાકાઓમાં રેહેછે. તેઓ વિક્રાળ કાળા અને ઠીંગણા છે. તેમજ આળસુ પણ છે, અને જ્યારે ખાવાનું નથી મળતું ત્યારે લૂટફાટ કરેછે. એ લોકની બોલીમાં અંતર જાણવાનું માપ નથી. પણ પાન તમાકુ ખા-ધાના વખતથી માપ ગણેછે. એ લોકને પોલીસ વીગેરેનું કામ સોંપી ઉદ્યોગી કર્યા છે.—આસામમાં અકસ નામે એક જા-તની બે ટોળીઓ "હજાર ચુલાને ખાનાર" "કપાસના ખેતર-માં સંતાઈ રેહેનાર ચોર" એ નામથી ઓળખાય છે.

પ્ર૦ સંતાલલોક વિશે શું જાણોછો?

ઉ૦ નીચલા બંગાળમાં ગંગાના પ્રદેશને શીમાડે આવેલા ડુંગરોમાં, આ લોકની દશ લાખ માણસની વસ્તી છે. તેઓ હળનો ઉપ-યોગ કરી, સ્થાઈ વશી, ખેતી સારી કરવી શીખ્યા છે. ગામનો વહીવટ પટેલથી રાખેછે, વળી તેઓમાં છોકરાંના અમલદાર જૂદા હોયછે; તેઓ ન્યાતીભેદ જાણતા નથી, પરંતુ ઉજાણી કે શિકારમાં સૌ સાથે જાયછે. એ લોકનું જાતીબંધન એવું જબરૂં છે કે હલકો ગુન્હો કરનારને ઉજાણી કે દંડ લેઈ માફી આપે, પણ ભારે ગુન્હો કરનારને તો જંગલમાંજ હાંકી કાઢેછે. વળી તેઓ બાળલગ્ન કરતા નથી. પણ પંદર કે સત્તર વર્ષની ઉમરે પરણેછે. લગ્નમાં કંન્યા તરફનાં સગાં •દીકરીનો સંબંધ ટૂટવા બાબત અંગારાને સાંબેલાથી ખાંડી ઓલવી નાંખે છે. તેઓ મુડદાંને ક્રીઆ સહીત બાળેછે, અને તેના માથાની ખોપરીના ત્રણ કડકા કરી, પવીત્ર માનેલી દામોદરા નદીમાં ફેંકી દેછે. તેઓ ભૂત, પ્રેત, જોગણી આદિક અસુરદેવને બકરા, કૂકડા વીગેરેનો ભોગ આપેછે; વળી તેઓ એમ જાણેછે કે ભૂતોનો વાસ ઝાડોમાં હોયછે, તેથી તેની આસપાસ નાચેછે.

પ્ર૦ સંતાલલોક વિશે ઇતિહાસિક બનાવ શું બનેલો છે ?

ઉ૦ ગયા સેકાના અંતની લગભગ તેઓ પાસેના દેશો લૂટી ગુજારો કરતા. પણ બ્રિટિશ અમલ નીચે શાંત ખેડૂત થઈ ઠરી ઠામ બેઠા છે. નીચલા પ્રદેશના વ્યાજખોર વેપારીઓએ તે લોકને ખેતીવાડીના પાકના સંબંધમાં, અને લેણું વસુલ કરવામાં ઘણું સતાવ્યા હતા. તેથી ત્રણ ગામના લોક સંપ કરી સને ૧૮૪૮ ની સાલમાં નાશી ગયા, અને સને ૧૮૫૫ માં ૩૦૦૦૦ સંતાલો તીર કામઠાં સહીત પોતાની હાલત ગવરનર જનરલે જાહેર કરવા કલકત્તે આવવા નીકળ્યા. માર્ગમાં ભૂખમરાના દુઃખે ચોરીઓ કરી તેથી તેમને પોલીસે અટકાવ્યા; આ બાબત તેઓએ ભારે ધાંધળ, કરી, બંડખોળ બન્યા. એ ફીતુરનો બંદોબસ્ત કરી, અંગ્રેજ સરકારે તેમના ઉપર સાદી રાજનીતિ અમલમાં આણી.

પ્ર૦ કંધલોક વિશે શું જાણોછો ?

ઉ૦ એ લોક ઓરિસાના કાંઠાના પાહાડોમાં રહેછે. તેમની સંખ્યા દશ લાખ માણસની છે. તેઓ રાજવહીવટ કરવા સારૂ દરેક જમાતના વડીલને અધીકાર આપેછે. જો તે ન લાયક હોય તો કાકા કે નહાનાભાઇને નીમે છે. એ લોકમાં ખૂનનું વેર ખૂનથીજ લેવાનો રીવાજ હતો પણ અનાજ અગર પશુ આપી મરનારના કુટુંબનું મન મનાવે તો વેર લેતા નથી. અને ચોરેલો માલ પાછો અપાવે છે, જે બે વાર ચોરી કરે તેને નાતબહાર મૂકતા. વાંધા પતાવવા માટે ધીજ કરાવતા હતા. કોઈ અપુત્રવાન મરી જાય તો તેની જમીન વડીલો વહેંચી લેતા હતા. વળી ખેતીનું કામ જમીનમાં જ્યાં સુધી કસ રહે ત્યાં સુધી એક ઠેકાણે રહી કરેછે. તેમનો લગ્ન વ્યવહાર, ઉજાણી કે જમણવારમાંથી કન્યાનું હરણ કરીને કરવાનો છે. વર કરતાં કંન્યા મોટી રાખેછે, તેથી સ્ત્રીઓની સત્તા તેમનામાં વધારે હોયછે. ખેતી અને યુદ્ધ એ બે ધંધો કરનારા ફક્ત ઉત્તમ ગણાય છે, બાકીના વણકર, લુહાર, કુંભાર, ભરવાડ, કલાલ, વીગેરેનો ધંધો કરનારા પ્રતીત

ગણાય છે. તેઓ ભૂદેવને ઘણો માનેછે, અને ખેતીના વાવેતર તથા કાપણીના વખતે નરમેધ કરેછે. તે કરવામાં બ્રાહ્મણ કે કંધ શીવાયનો માણસ પૈશા આપી લાવેછે. અને તેને હોમતી વખતે કહેછે કે અમે પૈશા આપી લાવેલા છીએ માટે અમને પાપ નથી. તેનું લોહી અને માંસ વહેંચી લઈ પોતાનાં ખેતરોમાં નાંખે છે. સન ૧૮૩૫માં આ લોક અંગ્રેજી રાજ્યને તાબે થયા ત્યારથી જંગલી રીતો ઓછી થતી ચાલી છે.

**પ્ર०** અનાર્ય લોકનાં સામાન્ય લક્ષણ કયાં કયાં છે ?

**ઉ०** તેઓ સાચા, નિમકહલાલ, અને માયાળુ માલમ પડેછે. તથા બહાદૂર સિપાઈ થવાના તેઓનામાં ગુણ છે. બ્રિટિશરાજ્યને દક્ષિણહિંદ જીતી આપવામાં મદ્રાસ ઇલાકાના અનાર્ય સિપાઇ-ઓએ શૂરાતન બતાવ્યું છે. તેમજ પ્લાસીની લડાઇમાં પણ બતાવ્યું હતું. બહાદુર ગુરખાઓ પણ હિમાલયની એક અ-નાર્ય જાત છે.



## प्रकरण ४ थुं.

### हिंदमां आर्यलोक.

**પ્ર०** આર્યલોકનું સામાન્ય રહેઠાણ કયે ઠેકાણે જણાય છે ?

**ઉ०** મધ્ય એશિઆમાં.

**પ્ર०** મધ્ય એશિઆમાંથી આર્યલોક કયાં કયાં ગયા અને તેમણે શું કર્યું?

**ઉ०** પશ્ચિમભણી જે શાખા ગઈ તેમાંની એક પારશી રાજ્ય સ્થાપ્યું. બીજીએ આથેન્સ અને સ્પાર્ટી વસાવીને તે ગ્રીક પ્રજા બની. ત્રીજીએ ઇટાલીમાં સાતડુંગરી ઉપર રોમ શેહેર વાસ્યું. એ શાખાની એક ટૂકડી એ ઐતિહાસિક કાળની પૂર્વે સ્પેનમાં જઇ રૂપાની ખાણો ખોદી, ડાળીઓની હોડીમાં બેશી પ્રાચીન ઇં-ગ્લાંડમાં કોઈ આર્યશાખાએ કાર્નવાલમાં કલાઇની ખાણો ખોદી પૂર્વ ભણીની શાખા હિમાલયના ઘાટોને મારગે પંજાબમાં પેશી આખા હિંદમાં પસરી.

પ્ર૦ ઇન્ડો (આર્ય) જર્મનિક કુળમાં કઈ જાતો અવતરી છે?

ઉ૦ જર્મનીક કૂળમાં બ્રાહ્મણ, રજપૂત અને અંગ્રેજ અવતર્યા છે ?

પ્ર૦ મૂળ સ્થાનમાં આર્યલોકની અવસ્થા કેવી હતી?

ઉ૦ તેમની ભાષાના શબ્દો ઉપરથી અનુમાન થાયછે કે તેઓ પોતાનાં ઢોરો સહીત ઘાસના અરણ્યમાં ભટકતા હતા. અનાજનો પાક પકવતા હતા. લોઢું તેમના જાણવામાં નહોતું, વળી લૂગડાં વણવાનો તથા શીવવાનો હુન્નર જાણતા હતા. અનાજ પકવી રાંધીને જમતા હતા.

પ્ર૦ ગ્રીક, રોમન, ઈંગ્રેજ, અને હિંદુ એમના પૂર્વજો ભેગા વસતા હતા તે શા ઉપરથી જણાય છે?

ઉ૦ તેમનાં સગાં સંબંધીનાં નામોના શબ્દો એક બીજાને ઘણા મળતા ઉચ્ચારના છે તેથી જેમકે દુહિતા (ગુ)=ડોટર (અં)દીકરી વીડો=વિધવા વીગેરે. વળી વેદના કેટલાએક દેવોનાં નામો પ્રોટેસ્ટાંટ અને રોમન કાથોલિકના પાદ્રીઓના દેવોનાં નામોને મળતાં હતાં.

પ્ર૦ હિંદમાં આવેલી આર્ય શાખાઓએ જે રસ્તે હિંદમાં પ્રવેશ કર્યો તેની હકીકત શા ઉપરથી માલમ પડેછે?

ઉ૦ ખૈબર ઘાટની ઉત્તરે કાબુલમાં થઈ સિંધુ અને ગંગા તરફ અગ્નીકોણમાં જેમ જેમ તેઓ આવતા ગયા તેમ તેમ તે જગાઓની કુદરતનું વર્ણન અને સ્તુતીવેદમાં તેઓએ કરેલીછે, તે ઉપરથી.

પ્ર૦ આર્યલોક હિંદમાં આવ્યાનું વૃત્તાંત શેમાંથી માલમ પડેછે?

ઉ૦ રૂગ્વેદ નામના કાવ્ય રૂપ પુસ્તકમાંથી.

પ્ર૦ એ રૂગ્વેદનું પુસ્તક ક્યારે બન્યું?

ઉ૦ એ વિશે ઘણા મત છે. પણ વહેલામાં વહેલું પાંચ હજાર વર્ષ ઉપર બનેલું જણાય છે.

પ્ર૦ રૂગ્વેદ ઉપરથી આર્ય સ્થિતિ કેવી તરેહની જણાયછે?

ઉ૦ સિંધુને કાંઠે વસેલા આર્યોમાં ઘણાં ગોત્ર હતાં. વખતે માંહોમાંહે લઢતા ને વખતે સંપ કરી અનાર્યોની સામા પણ થતા. તે વખત હાલના જેવી ન્યાતીઓ નહોતી. તેમના કુટુંબનો પીતા તેજ ગોર બનતો. ગોત્રના પીતાનું ને પુરોહિતનું કામ નાયક કરતો પણ

યજ્ઞ ક્રીઆઓ કરવાને નાયક કુશળ માણસને બનાવતા. રાજા લોક ઠરાવતા. તેમની સ્ત્રીઓ ઊંચ અવસ્થામાં હતી, સતી થવાનો ચાલ નહોતો. વેદના આર્યો જુદી જુદી કારીગરીનો ધંધો કરતા હતા, વખતે રથે કે ઘોડે ચઢી લઢતા; હળ વડે ખેતી કરતા, વળી પશુઓ તેજ તેમનું ધન હતું. ગૌમાંસ ખાતા અને સોમવલ્લીનો દારૂ પીતા હતા. મુડદાને બાળતા, અને હિંદના બીજા ભાગોમાં જતી વખત ગોર, બૈરાં છોકરાં, યોદ્ધા, અને ગોવાર હમેશાં પોતાની સાથે રાખતા હતા.

પ્ર૦ વેદમાં આર્યોએ કયા દેવોને મુખ્ય માનેલા છે ?

ઉ૦ સૃષ્ટિની મોટી શક્તિઓને તેઓએ દેવ માનેલા છે. જેમાં ઇંદ્ર અગ્નિ, વાયુ, ઉષા, અશ્વીન, સૂર્ય વીગેરે છે, એ રીતે સ્વર્ગ, પૃથ્વી, અને અંતરીક્ષ એ દરેકના ૧૧ અગીઆર પ્રકાશમાન દેવો ગણેલા છે.

પ્ર૦ વેદમાં એકજ ઇશ્વર કહેલો છે. તે વિષે તે વખતના લોકોનું શું સમજવું હતું ?

ઉ૦ જે વેળા તે લોકો પોતાના પ્રકાશમાન દેવોમાંના હરકોઇની સ્તુતી કરતા, તે વેળા બીજા દેવો છે ? એ વાત તેમના મનમાં નહોતી પણ નિયંતા પરમેશ્વર તેજ છે, એમ માની સ્તુતી કરતા હતા.

પ્ર૦ વેદ કેટલા છે તેમનાં નામ કહો?

ઉ૦ રૂગ્વેદ, યજુર્વેદ (એના બે ભાગ શુક્લ યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદ) સામવેદ, અને અથર્વવેદ.

પ્ર૦ વેદ શિવાય બીજા બ્રાહ્મણીક ગ્રંથો કયા કયા છે ?

ઉ૦ શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો, ઉપનિષદ, અરણ્યક અને પુરાણો, એઓ અનુક્રમે એક પછી એક બનેલા ગ્રંથો છે.

પ્ર૦ સ્મૃતિ એટલે શું?

ઉ૦ વેદની પેઠે સર્વ ઇશ્વર પ્રેરીત સાંભળેલું તે નથી પણ પાછળથી જેટલું સાંભળેલું તેટલું લખાએલું પુસ્તક.

પ્ર૦ પ્રાચીન આર્યલોકમાંથી ચાર નાતો શી રીતે થઇ ?

ઉ૦ (૧) જે કુળમાં વેદના મંત્રો રચાયલા કે પાઠ થએલા તે કુળોને રાજાઓએ યજ્ઞ કરવાનું કામ સોંપ્યું તે બ્રાહ્મણ થયા.

(૨) મુલક જીતવામાં જેઓએ બહાદૂરી કરી જીતેલા ભાગો

અનાર્ય જોડે લડાવી ઉપરીપણું રાખ્યું તે રજપૂત (ક્ષત્રી) થયા.
(૩) જેઓ એકુત થઇને વસ્યા તેના જુના નામ ઉપરથી વૈશ્યથયા.
(૪) જીતાએલા અનાર્ય લોકો તે શુદ્ર કહેવાયા.

પ્રથમની ત્રણ જાતો દ્વીજને નામે ઓળખાય છે. અને શુદ્રોને ઘણી મહેનત ને ગંદાં કામ સોંપી તેમને નીચ ગણેલા છે.

પ્ર૦ ઉપરની ચાર જ્ઞાતીઓમાં બ્રાહ્મણોની વડાઈ કેમ સ્થાપન થઇ?

ઉ૦ એ વડાઈ સ્થાપવાને બ્રાહ્મણોને ક્ષત્રીઓ જોડે ઘણી વાર ઝગડા થયા હતા. તો પણ બ્રાહ્મણોએ પોતાની વડાઈ ઇશ્વરદત્ત બોધી, અને જણાવ્યું કે બ્રહ્માના મૂખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રી, ઝાંઘમાંથી વૈશ્ય, અને પગમાંથી શુદ્ર નીકળ્યા છે; તેથી તે અનુક્રમે પોતાની શ્રેષ્ટતા સ્થાપી. અને તે સ્થપાએલી શ્રેષ્ટતા મનાવા માટે સંસારનો વૈભવ, તથા રાજ્યાધિકાર, અને રાજ્યચિન્હ ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો. વળી પોતાના જન્મારાના ચાર આશ્રમોનું દુઃખ વેઠીને પણ શ્રેષ્ટતા ચાલુ રાખી.

પ્ર૦ બ્રાહ્મણોના જન્મારાનાં ચાર આશ્રમ અને તેનાં કર્તવ્ય કયાં કયાં છે ?

ઉ૦ **બ્રહ્મચર્ય આશ્રમ**—જન્મથી જનોઈ દીધા સુધી બાલ્યાવસ્થા બાદ કરતાં કિશોર અને તરૂણાવસ્થાનો સમય તે. એ આશ્રમમાં ગુરૂની પાસે વેદાધ્યાયન કરવાનું છે.

**ગૃહસ્થાશ્રમ**—એ આશ્રમમાં લગ્ન કરી ગૃહસ્થના ધર્મ બજાવવા તથા સંસારનું અનુભવી જ્ઞાન મેળવવાનું છે.

**વાનપ્રસ્ત આશ્રમ**—વનમાં કંદમૃળ અને ફળાદિના અહારથી નિર્વાહ કરી, ધર્મ સાધના કરવાની છે.

**સન્યસ્ત**—શરીરના સુખ દુખો અને બીજી ગરજોની દરકાર ન રાખતાં સંસારનો કેવળ ત્યાગ કરીને બ્રહ્મમાં ભળવા આશક્ત થવાનું છે. આ ચોથા આશ્રમમાં મુખ્ય એવા નીયમ પાળવાનાછે કે વગર માગે મળે તે ખાવું, સંસારની લાલચની માયામાં પડવું નહીં, એક દીવસ કરતાં વધારે એક સ્થળે રહેવું નહીં, મદ્ય તથા માંસ વર્જવું, સાદુ ભોજન જંમવું. ઇંદ્રિય દમન કરવું, વીગ્રહમાં મન રોકવું નહીં. વીગેરે નિયમ ધારણ કરવા પડે છે.

પ્ર૦ ઇતિહાસના પૂર્વકાળના બ્રાહ્મણો, એ નિયમોને અનુસરીને પોતાની

શ્રેષ્ટ સત્તા સ્થાપન કરી તેનો ફાયદો હાલના બ્રાહ્મણો શો ભોગવેછે?

ઉ૦ આત્મ અભ્યાસી, ઇંદ્રિયજીત, અને મિતાહારના નિયમો પાળવાથી તેમની હાલની સંતતીની દેહાકૃતિ બીજી વર્ણો કરતાં જુદી પડેછે.--તેનો આ પ્રત્યક્ષ દાખલો છે કે ઘણી જાતના લોકોએ હિંદમાં સ્વારીઓ કર્યા છતાં, તથા ઘણાં રાજ્યોનો ઉદયાસ્ત થયા છતાં, અને ઘણા ધર્મોનું પ્રાબલ્ય થઈ ગયા છતાં પણ, ઇતિહાસનું પરોઢીઊં થયું ત્યારથી તે આજ સુધીમાં બ્રાહ્મણો પોતાનો અમલ શાંતપણે કરે છે. હાલ લોકો તેમને પૂજેછે, બીજી પ્રજા કરતાં સર્વોત્તમ માને છે, અને તેઓ લોકોને વશ રાખે છે, આ તેમના પૂર્વજોના વેઠેલા દુઃખનું ફળ છે.

પ્ર૦ બ્રાહ્મણોએ ધર્મ પાળવા તથા પળાવામાં શો ભેદ રાખ્યો છે?

ઉ૦ પાછળથી તેઓના સમજવામાં આવ્યું કે વેદના મંત્રોમાં લખાયલા પ્રકાશમાન દેવો એક આદિકારણ નથી પણ સર્વજ્ઞતામાં માન્ય થએલા છે—આ બાબતનો જાહેર અનાદર ન કરતાં બીજી જ્ઞાતીઓને તેમ માનવા દઇને પોતાની જ્ઞાતીમાં એક અદ્વૈત પરમેશ્વરનો બોધ કર્યો.

પ્ર૦ હિંદુ ધર્મની ત્રિપૂટીનાં ગુણ દર્શક ત્રણ દેવરૂપ ક્યાંછે?

ઉ૦ (૧) બ્રહ્મા, એ સૃષ્ટી ઉપજાવનાર.
(૨) વિષ્ણુ, એ સૃષ્ટીનું પાલણ કરનાર.
(૩) શીવ,–એ સંહાર કરનાર અને ફરીને ઉત્પન્ન કરનાર.

પ્ર૦ દેવતા કોને કહેછે?

ઉ૦ શીવ અને વિષ્ણુનાં નર અને નારી રૂપે જૂદાં જૂદાં રૂપ તે.

પ્ર૦ બ્રાહ્મણોએ ધર્મ વિદ્યાનાં પુસ્તકો રચ્યા પછી બીજાં કયાં કયાં શાસ્ત્રો રચ્યાંછે?

ઉ૦ તત્વજ્ઞાન, જ્યોતિષશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, વીગેરે.

પ્ર૦ તત્વજ્ઞાનનાં શાસ્ત્ર કયાં કયાં ને ક્યારે રચાયાં છે?

ઉ૦ ષડદર્શન (જ્ઞાનનાંદર્પણ) એ ઇ૦ સ૦ પે૦ ૫૦૦ વર્ષ ઉપર રચાયાં અને તેમનું સંસ્કૃતમાં રચાયલું પાણિનીય બ્યાકરણ ઇ૦ સ૦ પૂ૦ ૩૫૦ ઉપર બન્યું.

પ્ર૦ સંસ્કૃત ઉપરથી બીજી કઈ ભાષાઓ થઈ?

ઉ૦ પ્રાકૃત, અને તે ઉપરથી હાલની હિંદી બોલીઓ નીકળી છે. પણ ગ્રંથોની ભાષા તો સંસ્કૃત કાયમ રહી.

પ્ર૦ ઈ૦ સ૦ પે૦ ૨૫૦ ઉપર હિંદમાં કેટલી જાતના અક્ષરો વપરાતા હતા ?

ઉ૦ બે જાતના મૂળાક્ષર વપરાતા હતા.

પ્ર૦ જ્યોતિષશાસ્ત્ર વિશે શું જાણોછો ?

ઉ૦ બ્રાહ્મણોએ આકાશી પદાર્થોનું અવલોકન કરી સૌર વર્ષનો વતારો કર્યો હતો, પણ વરસના દીવસ ૩૬૦ ઠરાવ્યા હતા, અને દર વર્ષે સવાપાંચ દિવસનો ઘટાડો માલુમ પડ્યો, તેથી દર પાંચ વરસે એક અધિક માસ ઠરાવ્યો, તેમને ચંદ્રની કળાનું, ગ્રહોનું, અને રાશિનું જ્ઞાન હતું, વળી ઈ૦ સ૦ પે. ૩૨૭માં ગ્રીકલોક આવ્યા તેમની પાસેથી પણ ખગોળ વિદ્યા વધારે શિખ્યા. બ્રાહ્મણોની ખગોળમાં પાંચ મતછે, તેમાંના એકનું નામ રોમક, (ગ્રીક) છે પાછળથી બ્રાહ્મણો ગ્રીક કરતાં પણ ખગોળમાં ચઢીઆતા થયા. ઈ૦ સ૦ ૮૦૦માં આરબોએ તેમના ગ્રંથોનો પોતાની ભાષામાં તરજુમો કર્યો. કે જે પછી યુરોપમાં ગયા.

પ્ર૦ તારાની ગણત્રી કોણે ને ક્યારે કરી ? ને તે કોણે સુધારી ?

ઉ૦ સન ૧૭૦૨ માં ફ્રેંચ ખગોળવેત્તા દીલાહિરે કરી, ને તેને ખગોળવેત્તા રાજાજયસિંહે સુધારી.

પ્ર૦ બ્રાહ્મણોની વૈદ્યક વિદ્યા વિશે શું જાણોછો ?

ઉ૦ જેમ તેમણે યજ્ઞના દિવસો નક્કી કરવા સારૂં આકાશી પદાર્થોનો અભ્યાસ કર્યો હતો, તેમ યજ્ઞોમાં જાનવરોના જૂદા જૂદા ભાગો જૂદા જૂદા દેવોને અર્પણ કરવા સારૂ શરીરચ્છેદક વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેઓ મુડદાં ચીરવામાં છીત ગણાતા નહોતા. અને પાટલા ઉપર માંસને બદલેમીણના થર કરી, તેને ડાળીઓ વડે છેદવાનું તે વખતના પોતાના શિષ્યોને શીખવતા હતા. તેમની પાસેથી એ વિદ્યા ગ્રીક લોક શીખ્યા. ને તેનો તરજુમો આરબોએ સન ૮૦૦માં કર્યો. સતરમા સૈકા, સુધી યુરોપમાં વૈદ્યક વિદ્યાનો પાયો એજ ગ્રંથથી હતો.

પ્ર૦ ચરક વિશે શું જાણોછો ?

ઉ૦ એ હીંદી વૈદ્ય હતો અને યુરોપમાંના ઘણાં પુસ્તકોમાં એનો મત

પ્રમાણ કરેલો છે. વળી એ ઇશુખ્રિસ્તના પેહેલાં થઈ ગયો હોય એમ ધરાય છે.

પ્ર૦ વચલા વનમાં વૈદ્યક વિદ્યાની પડતી થવાનાં કારણ શાં છે ?

ઉ૦ બૌદ્ધ મતની પડતી થયા બાદ જે અર્વાચીન હિંદુ ધર્મ સ્થાપન થયો તે સાથે લોહી અને મૃત પદાર્થોને અડવાની છીત બ્રાહ્મણોએ વધારે ગણી તેથી, તથા બુદ્ધ મત પડી ભાગતાં ધર્માદા ઔષધશાળાઓ બંધ પડી તેથી, વળી મુસલમાની રાજ્યમાં મુસલમાની હકીમોનેજ આશ્રય મળવા લાગ્યો તેથી, હિંદુ વૈદ્યક શાસ્ત્રની પૂરેપૂરી પડતી થઈ અને પરચૂરણ જ્ઞાતીઓમાં જેવા તેવા સંસ્કૃત શ્લોકથી વસાણાની યાદીઓ, જાદુના છુમંત્ર અને ઊંટવૈદાં માત્ર રહ્યાં. હાલમાં એ વિદ્યાનો સુધારો થતો જાય છે.

પ્ર૦ હિંદી સંગીતશાસ્ત્ર વિશે શું જાણોછો ?

ઉ૦ ઈ૦ સ૦ પૂ. ૪૦૦માં સંગીતના સાત સૂર કલ્પાયા. તે ઈરાનમાં થઈ અર્બસ્તાનમાં ગયા, અને ત્યાંથી અગિયારમા સૈકામાં યુરોપમાં પણ દાખલ થયા પણ મુસલમાની રાજ્યમાં હિંદુસંગીત શાસ્ત્રની પડતી થઈ. યૂરોપી લોકને હિંદી સંગીત આનંદ આપતું નથી, તોપણ તે મનોરંજક છે.

પ્ર૦ બ્રાહ્મણોનાં ધર્મશાસ્ત્ર એટલે કાયદાઓનાં પુસ્તકો ક્યાં ક્યાંછે ?

ઉ૦ ઈ૦ સ૦ પૂ૦ ૭૦૦ વર્ષ ઉપર રચાએલું ગુહ્ય સૂત્ર, પાંચસેં વર્ષ ઉપર બનેલી મનુસ્મૃતિ, અને ત્યાર પછી બનેલી યાજ્ઞવલ્ક્યસ્મૃતિ આ સ્મૃતિઓના આધારથી હીંદુઓનો હજુ પણ કાર વેહેવાર ચાલેછે.

પ્ર૦ હીંદુ ધર્મ શાસ્ત્રના કેટલા ભાગ કરેલા છે ?

ઉ૦ (૧) આચારાધ્યાય. (૨) બ્યવહારાધ્યાય.
(૩) પ્રાયશ્ચિતાધ્યાય. એવા ત્રણ.

પ્ર૦ બ્રાહ્મણોએ કવિતારૂપ પુસ્તકો ક્યાં રચ્યાંછે ?

ઉ૦ મહાભારત અને રામાયણ.

પ્ર૦ મહાભારત વિશે શું જાણોછો ?

ઉ૦ એમાં *પાંડવ કૌરવની વાતછે. હસ્તીનાપૂરમાં પૂર્વે પાંડુને પાંચ દીકરા હતા તેઓ કાકાના દરબારમાં ઉછરી મોટા થયા. પણ કૌરવ‡ (૧૦૦ ભાઈ) જોડે જુગાર રમવામાં રાજ્ય હારી ગયા અને સરત પ્રમાણે બાર વરસ વનવાસ તથા એક વર્ષ ગુપ્ત રહેવું પડ્યું. વનવાસ કબુલત પ્રમાણે પૂરો થવાથી કાકાના છોકરાઓ પાસે રાજ્ય માગ્યું, તે તેમણે આપ્યું નહીં. તેથી તેઓ વચ્ચે પાણીપતના મેદાનમાં ૧૮ દીવસ સુધી મહા પ્રબળ યુદ્ધ થયું. તેમાં પાંડવોને કૃષ્ણની મદદ મળવાથી જીત્યા અને રાજ લીધું. (ઈ૦ સ૦ પૂ૦ ૧૨૦૦.)

પ્ર૦ રામાયણની ટુંકી હકીકત કહો?

ઉ૦ એમાં અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથના કુંવર રામ વીશેની હકીકત છે. અને તેમાં લંકાના રાજા અસુર રાવણે રામની સ્ત્રી સીતાનું પંચવટીમાંથી હરણ કર્યું હતું, તેથી રામે લંકાં ઉપર ચઢાઈ કરી રાવણને મારી તેનું રાજ્ય તેના ભાઈ વિભિષણને આપ્યું. એ વાત મુખ્ય છે.

પ્ર૦ દશરથ રાજાને કેટલા છોકરા અને કઈ કઈ રાણીઓ હતી?

ઉ૦ ચાર. રામ, લક્ષ્મણ, ભરત, શત્રૂઘ્ન. અને રાણીઓ કૈકૈ કૌશલ્યા અને સુમીત્રા હતી, તેમાં કૌશલ્યાના રામ ને લક્ષ્મણ.

પ્ર૦ રામ સીતા શી રીતે પરણ્યા?

ઉ૦ જનક રાજાએ પોતાની દીકરીને પરણાવા માટે સ્વયંવર રચ્યો હતો, તેમાં રામે ધનુષ ભાંગ્યું તેથી જનકે પોતાની છોકરી પરણાવી હતી.

પ્ર૦ રામાયણમાં રામને આશ્રય આપનાર કોણ હતું?

ઉ૦ હનુમાન, વાલી, સુગ્રીવ વીગેરે હતા.

પ્ર૦ સીતાની શોધ લેવા કોણ ગયું હતું ને ત્યાં તેણે શું કર્યું?

---

*ચંદ્રવંશી ભરતકુળના પાંડુરાજાને હંતાજીથી ઉત્પન્ન થએલા ૧ ધર્મ, ૨ અર્જુન, ૩ નીકુળ, ૪ શેહેદેવ, ૫ ભીમ પુત્ર હતા. તેઓ દ્રપતી સાથે પરણ્યા હતા.

‡પાંડુના ભાઈ ધૃત્રાષ્ટ્રના ૧૦૦ દીકરા.

ઉ૦ હનુમાન અને તેણે લંકા બાળી.

પ્ર૦ રામાયણ અને મહા ભારત શિવાય વીરરસ કાવ્યો કયાં કયાં છે?

ઉ૦ રઘુવંશ, કુમારસંભવ, એ કાળીદાસનાં બનાવેલાં છે તેમાં રઘુવંશમાં રઘુકુળના રાજાઓનું વર્ણન છે, અને કુમાર સંભવમાં કાર્તિકેયનું વર્ણન છે.

પ્ર૦ સંસ્કૃત નાટકોનાં પુસ્તક કયાં કયાં છે ?

ઉ૦ શકુંતલા, મચ્છકટિકા, નળદમયંતી વીગેરે.

પ્ર૦ મહાકવી કાળીદાસ વિશે શું જાણો છો?

ઉ૦ એના સમય વિશે ઘણા મતો છે, પણ ઇ૦ સ૦ ૫૬માં ઉજ્જનમાં વિક્રમાદિત્યના દરબારમાં નવ રત્નોમાં એ એક હતો એમ કહેવાય છે.

પ્ર૦ શકુંતલા નાટકનો શું ભાવાર્થ છે ?

ઉ૦ કણ્વ રૂષીના આશ્રમની શકુંતલા દુષ્યંત રાજા જોડે ગાંધર્વ વિવાહથી પરણી પછી તેને પુત્ર થયો, પછી રાજાએ તેનો ત્યાગ કર્યો પણ પાછળથી તેની આપેલી વીંટી દેખાડવાથી તેને ભાન આવ્યું અને તેનો સ્વીકાર કરી પાસે રાખી.

પ્ર૦ મચ્છકટિકા નાટકમાં શી હકીકત છે?

ઉ૦ નિર અપરાધીનું ઉગરવું, અને અપરાધીનું સજા પામવું, તે ઉપર જુનો વિષય નાટકરૂપે દશ અંકી છે.

પ્ર૦ નળદમયંતી નાટકનો શું ભાવાર્થ છે ?

ઉ૦ નળરાજાએ જુગાર રમી રાજ્ય ખોયું, તે વખત વનવાશ જતાં દમયંતી સાથે થઈ ત્યાં તેને કળિયુગે બહુ બહુ દુઃખ પાડ્યું બંનેનો વિજોગ પડ્યો, પછી ઘણે વર્ષે બંનેનો મેળાપ થયો વીગેરે હકીકતનું કરૂણારસવાળું નાટક છે.

પ્ર૦ ગીત ગોવીંદ પુસ્તક ક્યારે ને કોણે રચ્યું ?

ઉ૦ ઈ. સ. ૧૨૦૦ને સૂમારે જયદેવે રચ્યું.

પ્ર૦ સંસ્કૃત પશુ વાર્તાનું પુસ્તક કયું છે ?

ઉ૦ પંચતંત્રનું (પંચોપાખ્યાન) એનો તરજુમો ઈ૦ સનના ૬ સૈકામાં ફારશી ભાષામાં થયો હતો, ત્યાંથી યૂરોપમાં ગયું.

# प्रकरण ५ मुं.

## बुद्धधर्म इ. स. ५४३ थी इ. स. १००० सुधी.

પ્ર० બુદ્ધમત કોણે ચલાવ્યો ?

ઉ० ગોતમ બુદ્ધે.

પ્ર० ગૌતમ બુદ્ધની ઉત્પત્તિ વિશે શું જાણોછો ?

ઉ० એ કપિલ વસ્તુના રાજા સુદ્ધોદનનો કુંવર હતો. અને એનું રાજ્ય કાશીની ઉત્તરે ૧૦૦ માઇલપર અને હિમાલયના શિખરોની નજર પહોંચે એટલામાં શકલોક ઉપર સુદ્ધોદનરાજા રાજ કરતો હતો.

પ્ર० ગૌતમબુદ્ધનાં આચરણ કેવાં હતાં ?

ઉ० એણે બાલ્યાવસ્થા નિવૃત્તિમાં કાઢી. પણ તેના બાપને પોતાનો દીકરો પોતાના જેવો વીર બનેલો જોવાની ઇચ્છા હતી. પુત્ર ઉમરનો થતાં બુદ્ધ બહાદૂર અને હથિઆર વાપરતાં ચતુર માલમ પડ્યો એણે સ્વયંવરમાંથી જયસાથે સ્ત્રી પ્રાપ્ત કરી હતી. બાદ નિવૃત્તિના ધર્મ સંબંધી વિચારોને વિસારી દેઈ સંસાર માંડ્યો, દશ વરસ પછી તેની સ્ત્રીને છોકરો થયો તે, તથા બાપનું રાજ્ય, અને વહાલી સ્ત્રીને તજી વૈરાગ ધારણ કરી બુદ્ધે વનવાસ લીધો.

પ્ર० ગોતમ બુદ્ધે પોતાનો મત શી રીતે પ્રવર્તાવ્યો ?

ઉ० વૈરાગ્ય ધારણ કર્યા પછી થોડા વખત સુધી પાટણના બ્રાહ્મણ મુનીઓની કને અભ્યાસ કર્યો. અને દેહદમનથી આત્માની શાંતી થાયછે, એ વાતનો નિશ્ચય થયાથો ગયાજી પાસેના એક ઘાડાવનમાં પાંચ શિષ્યોસાથે તપ આદર્યું, અહિ તેને ઘણી અડચણો નડ્યા પછી તેના મનમાં નિશ્ચય થયો કે દેહ દમન કરવાથી આત્માની મૂક્તિ નથી, પણ માણસ જાતને ઉત્તમ રીતે વર્તવાનો ઉપદેશ કરવામાં છે; એમ સમજાયાથો તે કામ આદર્યું.

પ્ર० ગૌતમ બુદ્ધે ઉપદેશનું કામ શી રીતે પાર પાડ્યું ?

ઉ० મેલાં પીળાં લુગડાં, બોડું માથું પાસે ફક્ત એક તુમડું. આવી સ્થિતીમાં કાશીપાસેના મૃગવનમાં, બહાર, અયોધ્યા, અને વાવ્યપ્રાંતના જીલ્લાઓમાં બુદ્ધે સારી રીતે જાહેર ઉપદેશ કર્યો. અને ઘણા રાજા, રાણી, વેપારીઓ, કારીગરો, બ્રાહ્મણો, તપસ્વીઓ

અછુતો, શુદ્રો, ઊંચી પદ્વીની સ્ત્રીઓ, તેમજ પોતાના બાપ કુંવર એ સર્વેને શીષ્યો કર્યા અને એની સ્ત્રી પણ બૌદ્ધ આરજા થઇહતી.

પ્ર૦ બુદ્ધ ક્યારે અને કઈ જગાએ મરી ગયો ?

ઉ૦ પોતાની ઉમરનાં ૩૬ થી તે ૮૦ વર્ષ સુધી જાહેર ઉપદેશ કરી ઈ૦ સ૦ પૂ. ૫૪૩માં એક વડના ઝાડની છાયામાં મરણ પામ્યો.

પ્ર૦ બુદ્ધે મરતી વખતે શિષ્યોને શા શા ઉપદેશ કર્યા.

ઉ૦ તમે ઉમંગી, વિચારવંત, પવિત્ર, નીતિમાન, અને દૃઢતા વાળા થજો. વળી દુનિઆં બેડીથી સજ્જડ બંધાએલી છે. અને જેમ વૈદ્ય રોગનું ઓષડ આપે છે, તેમ હું બોધથી મૂક્તિનું ઓષડ આપુછું..વળી મારી શિક્ષા અવિકારી છે માટે ધ્યાનમાં રાખજો.

પ્ર૦ કર્મના નિયમ વિશે બુદ્ધનો શો મત હતો ?

ઉ૦ સર્વે માણસને મોક્ષનો હક સરખો ખુલ્લો છે, અને તે પોતાની કરણીથી થાય છે. ઈશ્વર અને માણસ વચ્ચે મધ્યસ્થ જોઇતો નથી. માણસની ઊંચી નીચી અવસ્થા તેના કર્મનું ફળછે.વીગેરે

પ્ર૦ આત્માના નિર્વાણ વિશે બુદ્ધનો શો મત છે ?

ઉ૦ જીવતરમાં સત્માર્ગે વર્તવાથી નિર્વાણ પામે છે, (જન્મ મરણની પીડાથી છુટી અખિલ આત્મામાં પોતાનો આત્મા ભેળી દેવો) મળવાનો હેતુ પાર પડે છે.

પ્ર૦ બ્રાહ્મણોને બુદ્ધ જોડે અણબનાવ થવાનું કારણ શું ?

ઉ૦ (૧) યજ્ઞો બંધ પાડી તેને ઠેકાણે એક સંયમ, બીજુ મનુષ્યપર હેત, ત્રીજું ચેતન પ્રાણીના જીવને માન વીગેરે ફરજો બતાવી તે.
(૨) પરમેશ્વર અને માણસ વચ્ચે મધ્યસ્થ હોવાનો દાવો બ્રાહ્મણો ગુરૂ તરીકે રાખતા હતા તે દાવો રદ કર્યો તેથી.

પ્ર૦ બુદ્ધે પોતાનો મત ફેલાવા શી યોજનાઓ કરી ?

ઉ૦ સત્ય માર્ગે ચાલનારા પોતાના સાઠ શિષ્યોને એશિઆમાં મોકલ્યા. અને હિંદના દ્વિજો તથા અનાર્ય અને બધી પ્રજાઓમાં મફત ઉપદેશ કરવાને તેણે જતીઓનો પંથ સ્થાપ્યો.

પ્ર૦ બુદ્ધ મતની સભાઓ કેટલી અને ક્યાં ક્યાં થઈ ?

ઉ૦ (૧) બુદ્ધનો કાળ થયો (ઈ. સ. પે. ૫૪૩) તેજ વર્ષમાં તેના શિષ્યોએ ગુરૂનાં ઉપદેશક વચનો એકઠાં કરવા સારૂ પટણા પાસેની ગુફામાં પેહેલી સભા કરી.

(૨) ઇ. સ. પે. ૪૪૩ માં તે મતને વધારે અને ઓછા અનુસ-રનારા વચ્ચેના વાંધા પતાવવા માટે ૭૦૦ શિષ્યોની બીજી સભા મળી હતી.

(૩) ઇ. સ. પે. ૨૪૪ માં અશોકે ૧૦૦૦ વડીલો એકઠા કરી પ-ટણામાં એક સભા ભરી, અને તેમાં પીળાં લુગડાં પેહેરી બુદ્ધને નામે ખોટો ઉપદેશ કરતા હતા, તે ખોટારૂ સુધારી નિર્ણય કર્યો.

(૪) ઈ. સ. ૪૦ને સુમારે સિથિઅન રાજા કનિસ્કના આશરા નીચે બુદ્ધ મતનાં પુસ્તકોનું પુનઃ સંશોધ કરવા માટે મળી હતી.

પ્ર૦ બુદ્ધ મતને કયા કયા રાજાઓએ આશ્રય આપેલોછે?

ઉ૦ મગધ અથવા બહાર પ્રાંતના ચંદ્રગુપ્તના પૌત્ર અશોકે અને વા-વ્ય હિંદના રાજા કનિસ્કે.

પ્ર૦ અશોકે બુદ્ધ મત વધારવાનાં શાં શાં પ્રયત્નો કર્યાં?

ઉ૦ એણે ૬૪૦૦૦ ગોરજીઓને આશ્રય આપ્યો હતો. તથા ઘણા અપાશરા બંધાવ્યા, એ ખરચથી તેનું રાજ મઠ ભુમીના નામથી ઓળખાય છે. વળી બુદ્ધમતને રાજ્યધર્મ કર્યો. અને તે પાર-પાડવાને આગળ કહ્યા પ્રમાણે બુદ્ધ સભા ભરી, તેનાં જાહેરનામાં બહાર પાડ્યાં, દેખરેખ રાખવાને અધીકારી નીમ્યા, ઉપદેશ ક-રવા સારૂ સાધુઓ મોકલ્યા, બુદ્ધમત શાસ્ત્રનું સંશોધન કરાવ્યું. લોકોપયોગી રસ્તા ઉપર કૂવા ખોદાવ્યા; ઝાડ રોપાવ્યાં, માણસને માટે ધર્મશાળા અને જનાવરોને માટે પાંજરાપોળો કરાવી, લોકો ની રહેણી અને નીતિ ઉપર, તપાસ રાખવા અમલદારો નીમ્યા એ રીતે તમામ સ્વરાજ્ય અને પરરાજ્યની રૈયતને તરવાથી નહિ પણ પ્રબોધથી વશ કરી ધર્મ બદલાવવા પ્રયત્ન કર્યો. આથી દક્ષિણ એશિઆનો બુદ્ધમાર્ગ વાસ્તવિક જોતાં અશોકના વખત થી જણાયછે, વળી તેણે એ મતનાં માગધી ભાષાનાં પુસ્તકોનો (શાસ્ત્રના પાઠનો) સંગ્રહ કર્યો.

પ્ર૦ કનિસ્કે બુદ્ધ ધર્મને ફેલાવવાનો શો પ્રયત્ન કર્યો?

ઉ૦ એના વખતમાં પાછળ જણાવેલી બુદ્ધની ચોથી સભા મળી હતી, એણે ધર્મ પુસ્તકોનું પુનઃ શોધન કર્યું, અને આખા એ-શિઆમાં ધર્મ પ્રસારકો મોકલ્યા. તેથી ચીનનો એ રાજ્યધર્મ થયો

અને તિબેટથી તે જપાન સુધી અને એશિઆના પશ્ચિમ દેશોમાં પણ ફેલાયો.

પ્ર૦ ગોતમે બુદ્ધના અસ્તિત્વનો ઇનકાર કેવી રીતે કર્યોછે ?

ઉ૦ કેટલાક પંડીતોનું કહેવું એવુંછે કે બુદ્ધમત માત્ર કપિલના સાંખ્ય મતને આધારે છે, માટે કપિલ વસ્તુ એટલે કપિલનો વાસ એ લાક્ષણીક અર્થ છે. વળી કપિલ મતમાં માયા કે બ્રાંતી વાદછે, તે ઉપરથી બુદ્ધની માનું નામ માયાદેવી ઠરાવ્યું હશે; વળી બુદ્ધ શબ્દનો અર્થ જ્ઞાની થાયછે, આ રીતે અસ્તિત્વનો ઇનિકાર કરેછે.

પ્ર૦ બુદ્ધમત અને બ્રાહ્મણ ધર્મની હયાતીનું પરિણામ શું થયું ?

ઉ૦ અરવાચીન હિંદુધર્મ એ બેનું સંયુક્ત ફળ છે.

પ્ર૦ શીલાદિત્ય કોણ હતો ?

ઉ૦ ઈ. સ. ૬૩૯ને સુમારે ઉત્તરહિંદનો બુદ્ધધર્મિ રાજા હતો.

પ્ર૦ એણે પોતાની કારકીર્દિમાં શાં શાં કામ કર્યાં.

ઉ૦ એણે ઈ. સ. ૬૩૪માં એક સભા ભરી હતી કે જેમાં બુદ્ધ અને બ્રાહ્મણ બંને ધર્મવાળા હતા. તેઓ પાસે સામસામે ધર્મવાદ કરાવ્યો હતો. અને છેલ્લે તેમાં બુદ્ધની પ્રતિમા, પછી સૂર્યની, અને છેલ્લે શીવની મૂર્તિ અનુક્રમે સ્થાપન કરી. વળી કનિસ્કના ઉત્તર ગ્રંથ, અને અશોકના દક્ષિણ ગ્રંથને માનનારાઓનો સંવાદ કરાવ્યો હતો.

તે દર પાંચ વર્ષે પોતાના રાજની ઉપજ તથા મેહેલની દોલતનો ખજાનો અલ્લાહબાદ પાસે જાતીભેદ નહી ગણતાં એરાત કરતો હતો. વળી ઓચ્છવને છેલ્લે દહાડે પોતાનાં વસ્ત્રાભુષણ પણ પાસેનાઓને આપી દેઈ, બુદ્ધની માફક ભીખારી જેવાં ચીથરાં પહેરતો. એવી રીતે બુદ્ધના ત્યાગને સંભારતો.

પ્ર૦ બુદ્ધમાર્ગીઓનું વિશાળ વિદ્યા સ્થાપન કયું હતું, અને તે વિશે શું જાણોછો ?

ઉ૦ નલંદનો અપાશરો કે જ્યાં બુદ્ધમતની ૧૮ શાખાઓના ૧૦૦૦૦ જતીઓ, અને નવા શિશ્યો ધર્મવિદ્યા, તત્વજ્ઞાન, કાયદા, અને

વૈદ્યકવિદ્યા શિખતા તથા ભક્તિ કરતા હતા. અને તેનું ખરચ રાજ ઉદારતા વડે ચાલતું હતું.

પ્ર૦ જૂદે જૂદે વખતે બુદ્ધમતે કયા કયા દેશોમાં પોતાની આણ વર્તાવી, અને હાલ તે કેવી સ્થિતિમાં છે?

ઉ૦ અફગાનીસ્તાન, નેપાળ, પૂર્વ તુર્કસ્તાન, તિબેટ, માંગોલિઆ, માંચુરિઆ, ચીન, જપાન, પૂર્વ આર્કિપેલોગો, શિઆમ, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, અને હીંદમાં પ્રવર્તાવ્યો હતો. હાલ પૃથ્વી ઉપર ખ્રિસ્તી, મુસલમાન, અને બુદ્ધ એ ત્રણ મોટા ધર્મોછે, તેમાંપણ બુદ્ધમત માનનારા ૫૦ ક્રોડ માણસ છે.

પ્ર૦ હાલ હિંદમાં બુદ્ધમતને અનુસરીને કયો ધર્મ ચાલેછે ?

ઉ૦ જૈન મત.

પ્ર૦ હિંદના જૈન મત વિશે શું જાણેછો ?

ઉ૦ હાલ હિંદમાં એ મત માનનારા પાંચ લાખ માણસ છે. તેઓ યજ્ઞનો અનાદર કરેછે કઠણ નીતિ પાળે છે. જીવહીંસા કરતા નથી. તેઓ વખતના ભુત, વર્તમાન, અને ભવિષ્ય યુગો માનેછે અને તે દરેક યુગના ૨૪ ચોવીશ તિર્થંકર માને છે. તેમનાં દેરાંઓમાં સંતમંડળની મોટા કદની પ્રતિમાઓ રાખે છે, અને જાત્રાનાં સ્થળો, વૃક્ષવાળા પર્વતો અને ગુફાઓમાં પસંદ કરેલાં છે. દયા અને દાન એ તેમના મુખ્ય ગુણો છે.



## प्रकरण ६ ठुं.

### हिंदमां ग्रीक लोक इ. स. पे. ३२७ थी इ. स. १६१ सुधी.

પ્ર૦ હિંદના પરદેશી સાથેનો ઇતિહાસ ક્યારથી શરૂ થાયછે ?

ઉ૦ ઈ. સ. પે. ૩૨૭માં ગ્રીક લોકોએ હીંદ ઉપર સ્વારીઓ કરી ત્યારથી.

પ્ર૦ ત્યાર પેહેલાં કયા કયા પુરૂષોએ ક્યારે ક્યારે હિંદનું કાંઇક જ્ઞાન પરદેશીઓને સુચવેલું છે ?

ઉ૦ (૧) હોમર. (૨) ગ્રીક ઇતિહાસ કર્તા હેકાતેઓસ, (ઈ૦ સ૦ પે.

૪૪૯ થી ૪૮૬ માં ) (૩) હેરોડોટસ (ઈ૦ સ૦ પે. ૪૫૦ માં)
(૪) કતેશીઅન (ઈ૦ સ૦ પે. ૪૦૧ માં.)

પ્ર૦ હિંદમાં ગ્રીક રાજા સિકંદર આવ્યો તેનું વર્ણન કરો ?

ઉ૦ ઈ૦ સ૦ પે. ૩૨૭ માં સિંધુ નદી ઓળંગી તાકસીલીઝ પ્રાંતમાં થઈ ઝેલમને કાંઠે આવ્યો. ત્યાં તેની સામો પંજાબનો રાજા પોરસ લડ્યો, તેમાં પોરસનો છોકરો પડ્યો, અને રાજા જખમી થયો; છેલ્લે તેના હાથીએ દગો દેવાથી નાઠો. સિકંદરે એને ખંડીઓ બનાવી તેનું પોતાનું રાજ સોંપ્યું. અને જીતાએલા ભાગ ઉપર પોતાના વહાલા ઘોડાની યાદગીરી માટે બુકેફલા શેહેર વસાવ્યું. તથા ઝેલમની પૂર્વે નિકાયા વસાવ્યું. ત્યાંથી પોતે અમૃતસર આગળથઈને જતાંવાટમાં સંગળ આગળ કાથેઆઈલોકોનીજોડે લડ્યો. અને બિઆસ નદી ઉપર છાવણી કરી ત્યાંથીઆગળગંગા તરફ જવાનો વિચાર કર્યો પણ ઉનાળાની હરકતોથી જવાયું નહીં તેથી પાછો વળી ઝેલમ નદીમાં જળમાર્ગે ૮૦૦ માણસ સિંધમાં મોકલ્યાં, અને બાકીનું લશ્કર કાંઠે કાંઠે પોતે લેઈ સિંધમાં ગયોત્યાં મુલ્તાનના માલ્લી લોક જોડે લડાઈ થઈ, તેમાં સખ્ત ઘા ખાધા. આગળ ચાલતાં સિકંદ્રિઆ વસાવ્યું, અને ત્યાં કેટલુંક ગઢરક્ષક લશ્કર મૂકી સિંધની દક્ષિણમાં ગયો, ત્યાં હૈદ્રાબાદ વસાવ્યું. આ-જગોએથી લશ્કરનો એક ભાગ ઇરાની અખાતને રસ્તે મોકલ્યો અને બાકીની ફોજ પોતે લેઈ, ઈરાનને રસ્તે સુસા શેહેરમાં ગયો; અને ઘણું દુઃખ વેઠી ઈ૦ સ૦ પે. ૩૨૫ માં ત્યાં પહોંચ્યો

પ્ર૦ હિંદ ઉપર સિકંદરની સ્વારી કરવાનો શો નેમ હતો.

ઉ૦ સિંધ અને પંજાબ ઉપર સ્વારી કરી તેમાં ઠેકાણે ઠેકાણે શેહેરો વસાવ્યાં, થાણાં બેસાડ્યાં, અને ત્યાંના અધિપતીઓ સાથે સં-બંધના કરાર કરેલા એ વીગેરે હકીકતો ઉપરથી એમ જણાયછે કે, ફરી તેને પાછાં આવવાની આશા હતી. તેની સેનાનો ઘણો ભાગ બાકત્રીયામાં રહ્યો. ઈ૦ સ૦ પે. ૩૨૩ માં બાબિલન શે-હેરમાં તેનો કાળ થયો, તેથી તે મતલબ પાર પડી નહીં.

પ્ર૦ સિકંદરના મુઆ પછી તેના રાજની શી વ્યવસ્થા થઈ ?

ઉ० તેના રાજના ચાર ભાગ પડ્યા. તેમાં સિરિઆનું રાજ્ય સ્થાપનાર સેલ્યુકસના હાથમાં બાક્ત્રિઆ અને હિંદ આવ્યાં.

પ્ર० સિકંદરના રાજની વહેંચણ થતી વખતે હિંદમાં નવી સત્તા કોણે સ્થાપી ?

ઉ० ચંદ્રગુપ્તે.

પ્ર० ચંદ્રગુપ્ત વિશે શું જાણોછો ?

ઉ० જ્યારે સિકંદરનો મૂકામ સિંધમાં હતો, ત્યારે પોતાની સત્તા સ્થાપવાને અથવા સમોવડીઆનો નાશ કરવાને જે સાહસીક પુરૂશો યુક્તિઓ કરતા હતા તેમાંનો એક ચંદ્રગુપ્ત હતો. એ ગંગાના પ્રદેશમાંથી દેશવટો પામેલો પુરૂપ હતો. એણે ગ્રીકોની મદદ માગી પણ તેમાં નિષ્ફળ થયો, તેવામાં મગધ એટલે બહાર પ્રાંતોનો નંદવંશનો રાજા મરી ગયો, એટલે કેટલાક લૂટારૂઓની મદદથી પાટલી પુત્ર એટલે હાલનું પટના રાજધાની કબજ કરી ગંગાના પ્રદેશમાં પોતાની સત્તા સ્થાપન કરી. એ વખતે સેલ્યુકસ સિરિઆનું રાજ સંભાળવામાં ગુંથાએલો હોવાથી એને ઉત્તર હિંદની બાદશાહી ઉભી કરવાની તક મળી. એણે પોતાની રાજની સિમા સેલ્યુકસના હિંદના રાજની સિમાની અડોઅડ લાવી મેલી. કાબુલની ખીણનો અને પંજાબનો મૂલક સેલ્યુકસ પાસેથી વેચાતો લીધો. આ હીંદી મહારાજા સેલ્યુકસની દીકરી સાથે પરણ્યો હતો અને એના દરબારમાં ગ્રીક એલચી પણ રહ્યો હતો.

પ્ર० મેગાસ્થેનેસે હિંદનો શો હેવાલ આપ્યો છે ?

ઉ० ઈ० સ० પે. ૩૦૦ થી ૧૭૦૦ સુધીમાં યૂરોપીઅનોને હિંદ વિશેના મળેલા એહવાલોમાંથી ગ્રીક એલચી મેગાસ્થનેસે લખેલો હેવાલ સર્વોત્તમ છે. એ લખેછે કે ચાર જ્ઞાતીને ઠેકાણે (ખેડુત, ભરવાડ, કારીગર, લડવૈયા, ચોકશી કરનાર, રાજમંત્રી, અને તત્વજ્ઞાની ) સાત છે. (આગળ બતાવ્યા પ્રમાણે) બ્રાહ્મણોના ચાર આશ્રમ વર્ણવેલા છે. બ્રાહ્મણ અને શ્રમણમાં ભેદ જણાવ્યો છે. ગુલામગીરીનો અભાવ છે; સ્ત્રીઓનું પતિવૃતાપણું અને પુરૂષોની બહાદૂરી આશ્ચર્યકારક છે, બારણે તાળાં વાસવાની

જરૂર નહોતી, કોઈ હિંદી જુઠું બોલતું નહોતું. નીશો કરતા નહીં, ઉદ્યોગી, ઉત્તમ ખેડૂતો અને હુન્નરમાં ચતૂર હતા. સરકાર દરબાર ચઢતા નહિ. રાજવહિવટ મનુસ્મૃતિ પ્રમાણે ચાલતો હતો, તે વખતે ૧૧૮ રાજ્ય હતાં, પ્રત્યેક ગામ સ્થાનિક સ્વરાજ તરીકે ભાસ્યું. વીગેરે હિંદનો હેવાલ લખ્યો છે.

પ્ર૦ સિકંદર પછી હિંદ ઉપર ગ્રીક સ્વારીઓ થએલી છે ?

ઉ૦ હા. સેલ્યુકસના પૌત્ર આન્તિઓખસે ઈ૦ સ૦ પે. ૨૫૯ માં ચંદ્રગુપ્તના પૌત્ર અશોક જોડે કરાર કર્યો હતો. ત્યારપછી સૌવર્ષે (ઈ૦ સ૦ પે. ૧૮૧ થી ૧૬૧) સુધીમાં બાકત્રિઆના ગ્રીકોએ અયોધ્યા, મથુરા, પંજાબ અને સિંધમાં સ્વારીઓ કરી હતી પણ તેનું પરિણામ જાણવા જેવું થયું નથી.

પ્ર૦ ગ્રીક લોક હિંદમાં આવી ગયા તેની એંધાણીઓ હિંદમાંરહેલીછે?

ઉ૦ હા. કોતરણીકામ અને ખગોળવિદ્યા, તેમાં બૌદ્ધનાં પૂતળાં અને પૂરાતની હિંદુ દેવળોમાં કોતરણી અનેનકશી ગ્રીકોના આવવાનીછે

# प्रकरण ७ मुं

## सीथीअन लोकनी स्वारीओ इ. स. पे. १००

## थी इ. स. ५०० सुधी.

પ્ર૦ હિંદમાં ગ્રીક સ્વારીઓ બંધ પડયા પછી કયા પરદેશી લોકોએ ચઢાઇઓ કરેલી છે ?

ઉ૦ ઇ. સ. પે. ૩૦૦૦ વર્ષ ઉપર મધ્ય એશિઆમાંથી આર્યલોક આવેલા તેના મૂળસ્થાનના પૂર્વ ભાગમાં રહેનારા સીથીઅન લોકે ઈ૦ સ૦ પે૦ ૧૦૦માં સ્વારી કરી.

પ્ર૦ હિંદ શિવાય કયે ઠેકાણે શક લોકોએ ચઢાઇઓ કરેલી છે ?

ઉ૦ પૂર્વ તરફ ચીન ઉપર, આ વખતથી હિંદનો ચીન સાથે સંબંધ જોડાયો છે.

પ્ર૦ શક લોકની હિંદ ઉપર કરેલી સ્વારીઓનું પરિણામ શું થયું ?

ઉ૦ ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦ માં કરેલી શક લોકની ચઢાઇઓનું બળ પૂર

જોરમાં હતું, પણ ત્યાર પછી કેટલેક વર્ષે જંગીસખાં, અને તે-મુર જેવા નાયકોની સરદારી નીચે ઉત્તર હિંદમાં ઘણો વિનાશ થયો. અને અંત્યે તેનું પરિણામ એ થયું, કે મુગલાઈ રાજની સ્થાપના થઇ.

પ્ર૦ હિંદમાં શક લોકોએ કયાં કયાં રાજ્ય સ્થાપ્યાં ?

ઉ૦ (૧) હિમાલયની વાયવ્યકોણમાં આવેલું બાક્ત્રિઆ (ગ્રીકનું રાજ) તેમણે જીત્યું.

(૨) થોડા વખત પછી પંજાબનું બાક્ત્રિઅન ગ્રીક લીધું.

(૩) કાશ્મિરમાં બળવાન રાજ્ય સ્થાપ્યું, તે કુળમાં કનિસ્ક રાજા થયો (એની હકીકત પાછળ આવી ગઈ છે ) પ્રશ્નમાં જુઓ.

પ્ર૦ હિંદમાં હાલ શક જાતની પ્રજા કઈ મનાય છે ?

ઉ૦ પ્રથમ શકજાતો આવી તેમાં ગેટે ને દાહે એ મુખ્ય ટોળીઓ હતી તે ઉપરથી હાલ પંજાબમાં જાટ અને "ધે" આલાદ છે એમ મનાય છે.

પ્ર૦ શક લોકને હીંદમાંથી હાંકી કાઢવા હીંદના કયા કયા રાજાઓએ પ્રયત્ન કર્યો હતો ?

ઉ૦ વિક્રમાદિત્ય, અને શાલિવાહન.

પ્ર૦ વિક્રમાદિત્ય વિશે શું જાણોછો ?

ઉ૦ એ પરમાર કુળનો રજપૂત રાજાઇ૦ સ૦ પૂ. ૫૬માં ઉજ્જનમાં રાજ કરતો હતો. એ શક લોકનો અરિ એટલે શત્રુ, એ ઉપરથી વિક્રમ શકારી રાજા કહેવાયો છે. એ પરદુઃખ ભંજન અને ચ-ક્રવર્તિ મહારાજા હતો. એના દરબારમાં નવરત્નો હતાં તેમાંનો એક કાળીદાસ પંડિત હતો, કે જેણે ઘણાં સંસ્કૃત પુસ્તકો બ-નાવ્યાં છે. એ મહાસૂર અને વિદ્વાન રાજા હતો; આ વિક્રમ શક લોકનાં ધાડાંથી દેશનો બચાવ કરવામાં, તેમજ વિદ્વાનોને આશ્રય આપવામાં, અને રૈયત ઉપર રૂડી રીતે રાજ ચલાવ-વામાં મહાન ગણાએલો છે, તેથી એના નામની ખાતર લોકો તેનો સંવત ગણવા લાગ્યા.

પ્ર૦ શાલિવાહન વિશે શું જાણોછો?

ઉ૦ એ પૈઠણના કુમારનો છોકરો હતો, પણ બુદ્ધિબળે રાજ્યસંપાદન કર્યું, એ ઈ૦ સ૦ ૭૮ માં થઈ ગયો. વિક્રમ પછી આશરે સો વર્ષે શક લોકનાં ધાડાંની સામે લડવામાં એણે શૂરાતન બતાવ્યું હતું, તે ઉપરથી તેના માનની ખાતર લોકો શક ગણવા લાગ્યા છે, હાલ પણ ઉત્તર હિંદમાં તેનો શક ચાલેછે. અને તેનું વર્ષ ચૈત્રમાસથી શીરૂ થાયછે.

પ્ર૦ વિક્રમ અને શાલિવાહન શીવાય શક લોકની સામા કયા કયા રાજા થયા છે ?

ઉ૦ (૧) મુંબાઇની વાવ્યકોણમાં ઇ૦ સ૦ ૬૦થી ૨૩૫ સુધી થએલા શાહકુળના રાજાઓ.

(૨) અયોધ્યા અને ઉત્તર હીંદમાં ઇ૦ સ૦ ૩૧૯ થી ૪૭૦ સુધીમાં થઈ ગએલા ગુપ્ત કુળના રાજાઓ.

(૩) ઇ૦ સ૦ ૪૮૦ થી ૭૨૨ સુધીના વલ્લભી કુળના રાજાઓ.

પ્ર૦ હિઓએનત્સાંગ કોણ હતો ?

એ એક ચીનાઈ જાત્રાળુ હતો. અને એણે ઇ૦ સ૦ ૬૩૦ થી ૪૦ સુધીનો હિંદમાં આવી વલ્લભી રાજનો હેવાલ લખી ગયોછે.

---

## प्रकरण ८ मुं

### हिंदुमतना वृद्धि इ. स. ७०० थी १५०० सुधी.

પ્ર૦ હાલની હિંદી પ્રજા કઈ કઈ મૂળ જાતોથી થએલી છે ?

ઉ૦ (૧) અનાર્ય (અનાડી) (૨) આર્ય (૩) શક કે તાર્તરી. આ ત્રણ મૂળ જાતોથી થએલી છે.

પ્ર૦ આર્ય અને અનાર્ય એ બેની અવસ્થાનો મુકાબલો કરો ?

ઉ૦ અનાર્યો શિકાર ઉપર ગુજરાન ચલાવતા હતા, બે કે વધારે ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણતા હતા, વારસો બેનના છોકરાને આપતા અને અસુરદેવને પૂજતા હતા તથા તેમને પશુ માણસાદિનો ભોગ આપતા, એ તેમનો ધર્મ હતો.

આર્યો જમીન ખેડી પોતાનો નિર્વાહ ચલાવતા, સ્ત્રીનો પતી

એકજ રાખતા, કુળાચારને વારસોના હક લગભગ હાલના જેવાજ હતા, દેવી દેવોને પૂજતા હતા, એ તેમનો ધર્મ હતો.

પ્ર૦ ઇ. સ. ૧૨૬થી ઇ. સ. ૪૦૦ સુધીમાં આવેલા શક લોકની અવસ્થા કેવી હતી.

ઉ૦ તેઓ અનાર્યોની માફક શિકારપર ગુજારો કરતા. તેમજ આર્યોની માફક ખેતીવાડીનું કામ પણ કરતા હતા. પણ બીજી કેટલીક બાબતમાં એ બે જાતોની વચ્ચેની ગોવાળીઆ અવસ્થામાં હતા, તોપણ યુદ્ધમાં કુશળ હતા.

પ્ર૦ હિંદમાં આર્યકૃત સુધારામાં આચાર્યોને એકત્ર કરવાનું કામ પ્રથમ કોણે કર્યું?

ઉ૦ આર્યજાતીમાં બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય એ ત્રણેએ અનાર્યોને નીચ જાતીમાં ગણી કાંઈ લેખવી નહીં. પણ ઈ. સ. પૂ. ૫૦૦ ને સુમારે વિશાળ બુદ્ધમતવાળાઓએ આર્ય જાતની સત્તામાં અસલના અનાર્યોને આણવાનું કર્યું. અને શક લોકોએ એ સત્તા, આર્ય, અનાર્ય, અને શક એ ત્રણેને સરખી રૂઢીઓ અને સામાન્ય ધર્મથી જોડવાનું સ્વીકારી.

પ્ર૦ બુદ્ધ મત પડી ભાગ્યાથી પરિણામ શું નિપજ્યું?

ઉ૦ બ્રાહ્મણોએ એક નવો ઈલાજ કર્યો, એ નવો ઈલાજ તે એકત્ર થએલો હિંદુધર્મ છે.

પ્ર૦ આ નવા (હિંદુધર્મ) ધર્મનો મજબૂત પાયો કેવી રીતે ગોઠવ્યો?

ઉ૦ (૧) જ્ઞાતિભેદ ઉપર સંસારી ગાંઠ.

(૨) વૈદીક ધર્મ માર્ગની સાથે બુદ્ધમત અને અનાર્ય લોકની જંગલી વીધીઓ જોડી ઉત્પન્ન કરેલી ઐક્યતા. એ બેથી હિંદુધર્મની વ્યવસ્થા બંધાઈ.

પ્ર૦ સંસારીક ગાંઠને અર્થે જ્ઞાતીભેદનો પાયો શી રીતે બંધાયો?

ઉ૦ બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય એ જનોઈ પહેરનારી દ્વિજ જાતિને વેદના પવિત્ર ગ્રંથોનો અસમાન્ય તથાપિ સહભાગી થવાનો દાવો રાખ્યો. અને શૂદ્રને (એકવાર જન્મેલા) જનોઇની તથા વેદના ગ્રંથોનો અધિકાર ન રાખ્યો. તથાપિ તેમના રહેઠાણ અને ધં-

ધાથી નાતોની જાતીના ભેદ ઉપર વધારે અસર થએલી છે. એ રીતે બ્રાહ્મણોમાં પણ જૂદા જૂદા દશ વર્ગ અને ૧૮૮૬ ગોત્ર કે ઉપજાતો છે. અને ક્ષત્રીમાં ૫૯૦ ગોત્ર છે.

પ્ર૦ હાલની હિંદની જુદી જુદી નાતોનું બંધારણ શાથી ઉત્પન્ન થયું ને કયા નિયમમાં ચાલે છે?

ઉ૦ સાદી રીતે કેળવાએલા બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર, આ ચાર વર્ગોમાં પોતાની જાતી, ધંધો, અને વસવાની જગ્યા, ના આધાર ઉપરથી નાતોના ઘણા ભેદ પડેલા છે. એવા હિંદમાં આશરે ૩૦૦૦ ભેદ છે. એ નાતો માંહોમાંહે લગ્ન વેહેવાર કરી શકતી નથી. અને ઘણીખરી એક બીજાનું ખાતી પણ નથી. તથાપિ નિયમ એ છે કે ઉંચી નાતનો હિંદુ તેનાથી નીચી જાતનાએ રાંધેલું જમી શકતો નથી. વર્ગમાં વહેંચી આપ્યા પ્રમાણે દરેક ન્યાતી પોતાના ધંધાને વળગી રહેલી છે, અને કેટલીક નીચ ન્યાતીઓ પોતાના ધંધાના કારણથી ઊંચી પંક્તિએ ચઢેલી છે. જેમકે વૈશ્યનું કામ ખેતી કરવાનું છે, છતાં તેઓ મોટા વેપારી થઈ ગયા છે.

પ્ર૦ નાતીઓ પોતાના હિતને અર્થે કેવી પ્રકારના નિયમો પાળી પળાવી શકેછે?

ઉ૦ દરેક નાત પોતાના રોજગારનું મહાજન છે. તેથી તેમનાં બાળ બચ્ચાંઓને તે રોજગાર સંબંધી અનુભવી કેળવણીનાં સાધનછે પોતાના ધંધાના નિયમો બાંધે છે. ઉજાણીઓ અને ન્યાતી મેળાવડા વિગેરે કરી પરસ્પરની પ્રિતીમાં વધારો કરે છે. પોતાનો ચાલુ રોજગાર અને હુન્નર સંપૂર્ણતાને પમાડવા યત્ન કરેછે. પોતાના ધંધાને નિયમસર કબજામાં રાખી સંપીલા થઇ વર્ત્તે છે. પોતાના ધંધામાં નવો માણસ દાખલ થાય તેની પાસેથી અમુક પ્રકારની દસ્તુરી લે છે. એ દસ્તુરી, તથા નાતનો ધારો તોડનાર પાસેથી લીધેલો દંડ, વીગેરેની આવેલી ઉપજમાંથી ઉજાણીઓ અને પોતામાંના ગરીબોનું, તથા માબાપ વિનાનાં છોકરાંને મદદ આપવાનું ખર્ચ કરે છે.

પ્ર૦ હિંદનાતોની સંભાળથી કયા કયા ધંધાઓ સંપૂર્ણતાને પહોંચ્યાછે?

ઉ૦ મલમલ, રેશમીકપડું, લપ્પો, મીનાકારી કામ, હથીઆર, અને જડાવ કામ વીગેરે.

પ્ર૦ નાત (ધંધાનું મહાજન) ઉપજ કરવાના કેવા ઉપાયો લેછે ?

ઉ૦ સુરત જીલ્લામાં એવી રીત છે કે કોઈ દીવસે અણોજો પાડવો હોય તો દુકાન ઉઘાડી રાખવાનો હક હર્રાજ કરે છે.

પ્ર૦ હિંદુધર્મમાં બુદ્ધમતના ધારાની કઈ કઈ અસરો હજુ રહેલીછે?

ઉ૦ બુદ્ધ મતના દાન ધર્મનો ઉદાર ઉત્સાહ, તથા ઘણાં ધર્મનાં ખાતાંઓ અને રીવાજો જેવા કે હુંડીઓ અને ધંધા ઉપરનીહકસાઈ ધર્માદા વાપરે છે. તથા પાંજરાપોળ અને કબૂતરખાંનાં વીગેરે હજુ છે.

પ્ર૦ અનાર્ય લોકની કઈ કઈ અસરો હિંદુધર્મ ઉપર હજુ લાગુ છે.

ઉ૦ લાકડાનાં ઠુઠાં તથા અણઘડ પથરા અને ઝાડની પૂજા, એ અનાર્યોની અસર છે.

પ્ર૦ શક લોકની કઈ કઈ અસરો હાલના હિંદુધર્મમાં ભાસે છે ?

ઉ૦ નાગપૂજા, લીંગપૂજા વીગેરે ભાસે છે.

હિંદુ ભક્ત માળનું પુસ્તક કોણે બનાવ્યું અને તેમાં શી હકીકતછે

ઉ૦ મધ્યયૂગનાં સંતોનાં ચરીત્ર, અને તેમનાં કરેલાં અદ્ભુત ચમત્કારોની હકીકત તેમાં છે. આ ગ્રંથ ૩૦૦ વર્ષ ઉપર નાભાજીએ જોડ્યો હતો.

પ્ર૦ ભક્તમાળમાં કેવા પ્રકારના ચમત્કાર વર્ણવ્યા છે ?

ઉ૦ થએલા સંતો પૈકી મહાન પુરૂશોને ઈશ્વરના અવતાર ગણ્યા છે. તેમના ચમત્કારોમાં કુંવારીને પેટે જન્મ ધરેલો, સિંહોને જીતેલા મુએલાને જીવતા કરેલા, શરીરના કપાએલા અવયવો ફરીને ફુટેલા, બંધીખાનાનાં બારણાં ઉઘડી ગએલાં, અને સમૂદ્રે માગ દીધેલા વીગેરે ચમત્કારો છે.

પ્ર૦ હિંદુધર્મનો ઉપદેશ કરનારા કયા કયા મહાન પુરૂશો થઈ ગયા ?

ઉ૦ કુમારિલભટ્ટ, શંકરાચાર્ય, રામાનુજ, રામાનંદ, કબીર, ચૈતન્ય, અને વલ્લભસ્વામી.

પ્ર૦ કુમારિલ ભટ્ટ વિશે શું જાણોછો ?

ઉ૦ એ બિહારના પવિત્ર બ્રાહ્મણ હતા, એમણે ઈ. સ. ના ૮ મા સૈકામાં સગુણ સ્રષ્ટા, અને ઇશ્વરના અસ્તિત્વ વિશે લોકોને બોધ કર્યો. અને હિંદમાંથી બુદ્ધ મતને હાંકી કાઢવા તત્પર થયા હતા.

પ્ર૦ શંકરાચાર્ય વિશે શું જાણોછો ?

ઉ૦ એ મલબારમાં જન્મ્યા હતા, અને કુમારિલભટ્ટના શિષ્ય હતા. એમણે કાશ્મિર સુધી પ્રવાસ કરી આખા ભરતખંડમાં ધર્મનો બોધ કરી ૩૨ વર્ષની ઉમરે કેદારનાથમાં દેહ ત્યાગ કર્યો.

બ્રાહ્મણોના વેદાંત મતને છેલ્લું રૂપ આપનાર, અને લોકપ્રીય પ્રજાધર્મ બનાવનાર, પોતે પ્રખ્યાત પુરૂષ હતા.

પ્ર૦ શંકરાચાર્યે કયો ધર્મ ચલાવ્યો ?

ઉ૦ શૈવીધર્મ ચલાવી શિવપૂજન સ્થાપીત કર્યું.

પ્ર૦ શિવ સ્વરૂપમાં કઈ કઈ શક્તિઓનો સામાવેશ રહેલો છે.

ઉ૦ સંહાર કરનારી અને ફરીથી ઉત્પન્ન કરનારી શક્તિ. તેમજ ઊંડુ તત્વજ્ઞાન દર્શાવનાર શક્તિ બ્રાહ્મણોના વિશેષ દેવ તરીકે મનાઈ.

પ્ર૦ એ બંને શક્તિઓના સ્વરૂપથી લોકોમાં શી અસર થઈ ?

ઉ૦ શિવના એવા બેવડા સ્વરૂપને લીધે ઊંચામાંઊંચી અને નીચામાં નીચી નાતો ઇશ્વર માનવા લાગી.

પ્ર૦ શિવનું (મહાદેવ)નું વર્ણન કરો ?

ઉ૦ તેમની પત્ની દેવી તે સર્વોત્તમ ઇશ્વિરી છે, એનું સાધારણ ચીન્હ લિંગછે. ને તેનું પવિત્ર વાહન આખલો છે. તથા ડેરા ઉપર ત્રિશુળ રાખવામાં આવેછે.

પ્ર૦ શિવના સ્વરૂપનું વર્ણન કરો ?

ઉ૦ આર્ય લક્ષણમાં ગોરી ચાંમડી, ઊંડા ધ્યાનમાં બેઠેલા મસ્તકપર ગંગાનું ચીન્હ, પાસે પોઠીઓ વીગેરે.

અનાર્ય લક્ષણમાં—ગળામાં માણસના માથાની ખોપરીની માગા (રૂંઢમાળા) સાપનાં, આભૂષણ, વાઘનું ચાંમડું ઓઢેલું, ચારભુજ, અને હાથમાં દંડ તેને છેડે માણસનું માથુ લટકેછે. વીગેરે.

પ્ર૦ શિવ પત્નીના સ્વરૂપનું વર્ણન કરો ?

ઉ૦ (૧) આર્ય લક્ષણમાં ઉમા નામે કોમળ, કુલીન, અને મનોહરીછે

(૨) અનાર્ય લક્ષણમાં કાળિકા નામે વિકાળ દેખાવની લોહી થી નિગળતી, માથે સાપનો મૂગટ, ગળામાં ખોપરીનો હાર મોંઢામાંથી જ્વાળા નિકળતી, એવી ત્રાસજનક છે.

(૩) અને મિશ્ર સ્વરૂપમાં દુર્ગા નામે સુવર્ણ રંગની સુંદર પણ બીવડાવતી, વાઘના વાહનવાળી એ રૂપછે.

પ્ર૦ શિવપૂજાનાં કેટલાં રૂપછે ?

ઉ૦ મુખ્ય રૂપ બે છે.

પ્ર૦ એ બંને રૂપનું ટુંકામાં વર્ણન કરો ?

ઉ૦ (૧) શંકર સ્વામીની આજ્ઞા પ્રમાણે વધારે વિચારવંત પુરૂષો બાહારની ક્રિઆઓ ન કરતાં ઇશ્વિરત્વની આરાધના મૌન ધ્યાનવડે કરેછે—અને સાધારણ બ્રાહ્મણો શિવના લિંગને ચંદન, ફુલના હાર, ધુપ, દીપ, નૈવેદ્ય વડે કરેછે.

(૨) વધારે નીચ લોક અસંખ્ય જીવની હિંસા કરી, તેના ભોગ આપે છે. મરકી અને દુકાળના વખતમાં માણસનું લોહીદેવીનો કોપ ટાળવા આપે છે. મતલબ કે જેમ ગરજ વધારે તેમ શાંતી ભોગ મોટો હોય છે.

પ્ર૦ બીજી પૂજાના રૂપનો દાખલો આપો ?

ઉ૦ સને ૧૮૬૬ ના દુકાળ વખતે કલકત્તા પાસે કાળિના દેવળમાં એક ગળુ કાપેલો છોકરો માલુમ પડ્યો હતો. તથા હુગલી ગામમાં દેવીના ડેરામાં ફૂલથી શણગારેલું માથું મૂકેલું હતું.

પ્ર૦ શૈવપંથ કેટલા ભાગમાં વહેંચાયો છે ?

ઉ૦ તેર ભાગમાં વહેંચાયો છે

પ્ર૦ તે પંથોના માનનારાઓની સ્થિતી અને ક્રિઆની હદ ક્યાં સુધી છે,

ઉ૦ શંકરાચાર્યોના શિષ્યોના વંશમાં ઉત્પન્ન થએલા સ્માર્ત બ્રાહ્મણો દક્ષિણ હિંદમાં છે. તેઓ પોતાનો ભવ શાંત ત્યાગમાં કાઢે છે દંડી સંન્યાસીઓ પોતાનો કાળ ભિક્ષા કરવા જવામાં કાઢે છે.

અને ધ્યાન કરવામાં ગાળે છે. તેમાંના કેટલાક શિવના બિજા રૂપને વિધી કર્યા વિના ભજનારા છે અને કેટલાએક દેખીતી અનાર્ય દીક્ષા આપવાની ક્રિયા કરે છે. શિષ્યના ડીચણના ભાગનું લોહી ભૈરવ નામે શિવના ભયાનક રૂપને અર્પે છે. અનાર્ય લોકની રૂઢી પ્રમાણે દંડી સંન્યાસીઓનાં મુડદાંને દાટવાની કે કોઇ પવિત્ર નદીમાં નાખી દેવાની રીત પાળે છે. હરેક પ્રકારના સાધુઓ, વેરાગીમાં ગણાય છે. તેથી મૌન્ય ધારણ કરી જ્ઞાનમાં સમાએલા જ્ઞાનીઓથી માંડીને, ઠગારા બાવા, અને બકરાના ખેલ કરનારા મદારીઓની હાલત લગીના ગોસાંઇઓ વેરાગી કહેવાય છે. તેમજ દેહદમન અને યોગાભ્યાસ કરનારાથી તે ઉતરતાં ઉતરતાં માંસ ખાનારા અઘોરીઓ સુધી શૈવ મારગીઓ છે.

પ્ર૦ વેદમાં કહેલા ગુણ દર્શક વિશ્નુરૂપની મનુષ્ય ભાવમાં ગણના ક્યારે થઇ?

ઉ૦ ત્રણ ડગલાંમાં આખુ વિશ્વ રોકનાર રૂપે દેખા દીધી, ત્યારથી તેના અવતારો મનુષ્ય ગુણોને મળતા આવે, એવા હોવાથી તેઓ માણસ જોડે હળી ગએલા વહાલા મીત્ર થયા.

પ્ર૦ વિશ્નુના અવતાર કેટલા થયા ?

ઉ૦ મુખ્ય દશ, અને ૨૪ પણ કહેલાછે.

પ્ર૦ એ અવતારોમાં પૂજાને માટે મુખ્ય કયા પસંદ કર્યા ?

ઉ૦ રામ અને કૃષ્ણ.

પ્ર૦ એ બે અવતારોની વિશેષ વાત શેમાંછે ?

ઉ૦ સાતમા અવતાર રામની હકીકત રામાયણમાં છે. અને કૃષ્ણની કથા મહાભારતમાંછે.

પ્ર૦ વિશ્નુ પુરાણ ક્યારે બન્યું અને તેમાં શી હકીકત છે ?

ઉ૦ એ વૈશ્નવ મતના ધર્મ સંગ્રહનું પુસ્તક ઇ. સ. ૧૦૪૫ માં બન્યું. અને તેમાં વેદના મત મહાભારત અને રામાયણના ગળણામાં ગાળીને લીધા છે. એવાં બીજાં ૧૮ પુરાણો છે. ને તેમાંના કોઇએકમાં વિશ્નુને સર્વથી શ્રેષ્ટ અદ્વૈત બ્રહ્મ કહ્યા છે. અને

ક્રોધમાં શિવને કહ્યા છે. તથાપિ વધારે ઊંડાણમાં પેઠા છે ત્યાં અનાદ્યંત અદ્વૈત બ્રહ્મને દર્શાવનારા બંનેને માન્યા છે.

પ્ર૦ વૈષ્ણવમત પ્રવર્ત્તાવનાર રામાનુજ વિષે શું જાણોછો ?

ઉ૦ એ દક્ષિણ હિંદના બ્રાહ્મણ હતા. ઈ. સ. ૧૧૫૦ ની સાલમાં શૈવ માર્ગની સામે વૈષ્ણવ પંથનો ઉપદેશ પ્રથમ એમણે કર્યો. તેથી દક્ષિણના શિવમાર્ગી ચોલા રાજાએ તેમના ઉપરે જૂલમ ગુજારવા માંડ્યો, તેથી પોતે મ્હૈસૂરના જૈનરાજા પાસે ગયા. ત્યાં તેની દીકરીના અંગમાં ભૂત ભરાએલું હતું, તે કાઢવાથી તે રાજા વૈષ્ણવ થયો. એમણે મરતા સુધીમાં ૭૦૦ મઠ બંધાવેલા હતા, હાલ પણ તેમાંના ચાર છે. એમણે આર્યોને ઉપદેશ કર્યો, અને સંસ્કૃતભાષામાં ગ્રંથ લખ્યા.

પ્ર૦ રામાનંદ વિષે શું જાણોછો ?

ઉ૦ એ રામાનુજ સ્વામી પછીના પાંચમા આચાર્ય હતા. એમણે ઉત્તર હિંદમાં વૈષ્ણવ મતનો બોધ કર્યો. એમના નીચ વર્ણના બાર શિષ્ય હતા(ચમાર, હજામ, સાળવી વીગેરે) એમણે સાધારણ લોકને બોધ કર્યો, તથા વૈષ્ણવ પંથનાં પુસ્તકો હિંદીભાષામાં રચ્યાં. ત્યારથી હિંદીભાષામાં સુધારો થયોછે. ઈ. સ. ૧૩૦૦-૧૪૦૦ માં થઈ ગયા.

પ્ર૦ કબીર વિષે શું જાણોછો ?

ઉ૦ એ રામાનંદના બાર ચેલામાંના એક હતા. એમણે બધી નાતોને એક માર્ગમાં આણવાનો પ્રયત્ન કર્યો. અને પંદરમા સૈકાના આરંભમાં પોતાનો મત બંગાળામાં ફેલાવ્યો. હિંદુ અને મુસલમાન બેઉ દાખલ થઈ શકે એવો પંથ સ્થાપવાનો એમણે શ્રમ કર્યો. રામ અને અલ્લા એકજ છે એમ તેમનું કહેવું હતું.

પ્ર૦ ચૈતન્ય વિષે શું જાણોછો ?

ઉ૦ એ બંગાળાના નદીઆ ગામમાં રહેનાર બ્રાહ્મણના પુત્ર હતા. અને કોઈ પ્રખ્યાત ભક્તની દીકરી સાથે પરણ્યા હતા. ચોવીશ વર્ષે સંસાર ત્યાગ કરી ઓરિસ્સામાં, બાકીનો ભવ ધર્મબોધ કરવામાં ગાળ્યો. ઈ૦ સ૦ ૧૫૨૭ માં તે અદૃશ્ય થયા. ધર્મવિષે

એમનો અભિપ્રાય એ હતો કે બધા માણસો ભક્તિ કરી શકે, અને તેથી સરખા શુદ્ધ થાયછે. પૂર્ણનિઃસંશય આસ્થા અને નિરંતર ભજન એ તેના પંથની મુખ્ય દીક્ષા હતી. ધ્યાનથી મોક્ષ મારગ છે. તેમણે ચલાવેલા પંથમાંથી એક ઉપપંથ નિકળ્યા, તે પંથની બાવીઓએ બંગાળામાં સારા કુટુંબોના જનાને કેળવણી આપવામાં ૫૦ વર્ષ ઉપર આગેવાની પકડીછે.

પ્ર૦ વલ્લભ સ્વામી વિશે શું જાણોછો. ?

ઉ૦ ચૈતન્યના મરવા પછી વૈશ્નવ મતની ઉતરતી થવા લાગી તેવામાં ઈ૦ સ૦ ૧૫૨૦ ને સુમારે ઉત્તર હિંદમાં એમણે બોધ કર્યો, કે જીવના ઓદ્ધારને અર્થે તપ કે કાયાકષ્ટ કરવાની જરૂર નથી. તેમ નાગા ભુખ્યા રહેવાની પણ જરૂર નથી. પણ પુષ્ટી માર્ગ એટલે સંસારનાં સુખ ભોગમાં જીવાત્માનો ઓદ્ધાર થઈ શકે છે. મોક્ષનું પૂર્ણ સાધન ભક્તિ છે, એમ મનાવી રાધાકૃષ્ણની ભક્તિમાં તેઓનું ચિત્ત લગાડવાનો બોધ કર્યો અને પોતાના પંથમાં નીચ વર્ણને ન ભેળતાં શાહુકારો અને વેપારીઓને લેવાનો યત્ન કર્યો.

પ્ર૦ હિંદની પ્રજાનું મુખ્યત્વે કરીને ધર્મબંધન શું છે. ?

ઉ૦ હિંદ પ્રજાને શિવ અને વિશ્નુની ભક્તિ એ તેના ધર્મનું બંધનછે. ઘણા કેળવાએલા બ્રાહ્મણો એકેશ્વરી મતના છે. ઓછા કેળવાએલા ઈશ્વરત્વના કોઈપણ રૂપને પસંદ કરીને તેને ઈષ્ટ તરીકે પૂજેછે. સાધારણ બ્રાહ્મણ શિવના લીંગને પૂજેછે, મધ્યમ વર્ગમાં લોકો અને વેપારીમંડળ વિશ્નુના કોઈ અવતારને ભજેછે. નીચ વર્ણો સંહાર કરનાર શિવને કે ભયંકર કાળી જેવી કોઈ નારી રૂપને આરાધે છે.

# प्रकरण ९ मुं.

## प्रथम आवेला विजई मुसलमानो ई. स. ७१४थी १५२६

પ્ર૦ બુદ્ધ માર્ગને હડાવી હિંદુ ધર્મ પ્રબળ થતો હતો. તે અરસામાં કયા પરદેશી લોકનું આવવું થયું?

ઉ૦ આરબ લોકોનું.

પ્ર૦ આરબ લોક કયો ધર્મ પાળતા હતા અને તે ધર્મ ચલાવનાર કોણ?

ઉ૦ મુસલમાની કે ઇસલામી ધર્મ પાળતા હતા, તે ધર્મ હજરત મહમદ પેગંબરે ચલાવ્યો.

પ્ર૦ હજરત પેગંબર વિશે શું જાણોછો?

ઉ૦ એ ઈ૦સ૦ ૫૭૦ માં મક્કામાં જનમ્યો. અને ઈ૦સ૦ ૬૩૨ માં મરણ પામ્યો. તેના મુઆ પછી મુસલમાનોએ હિંદુકુશ પર્વતમાં વસતારી પ્રજાઓ ઉપર સ્વારીઓ કરી. પણ તે વખતે પોતાની નિર્બળતાના કારણથી શ્રીમાન હિંદ કબજે કરી શક્યા નહીં.

પ્ર૦ આરબલોકોએ પ્રથમ હિંદ ઉપર ક્યારે અને ક્યાં ક્યાં સ્વારીઓ કરી ને તેનું પરિણામ શું થયું?

ઉ૦ ઈ૦સ૦ ૬૩૬ માં ભરૂચ ઉપર ઉસ્માને નૌકાશૈન્ય મોકલ્યું. તેમજ ઈ૦ સ૦ ૬૬૨-૬૪ માં સિંધ ઉપર લુંટ કરવાને સ્વારીઓ આવી, પણ તેમાં તેમનું કાંઈ ફાવ્યું નહીં. પરંતુ કોઈ હિંદબંદરમાં અરબી વહાણ કબજે થયું હતું.

પ્ર૦ ત્યારપછી કયો મુસલમાન હીંદ ઉપર આવ્યો અને તેણે શું કર્યું?

ઉ૦ કબજ થએલા વહાણની નુકશાની ભરી લેવા ઈ૦ સ૦ ૭૧૨ માં મહમદ કાસમ સિંધ ઉપર આવ્યો. તેણે જય મેળવી હિંદમાં થાણાં બેસાડ્યાં. અને આગળ વધવાની તેની હીમત હતી પણ ઈ૦ સ૦ ૭૧૪ માં મોત થવાથી મુસલમાનો અટક્યા. એવું કહેવાય છે કે ૭૫૦ રજપૂતોએ મુસલમાન હાકેમને હાંકી કાઢ્યો.

પ્ર૦ સિંધ ઉપર આરબ લોકોએ સ્વારીઓ કરી તેમાં હિંદી રજપૂતોએ કેવું શુરાતન બતાવ્યું.

ઉ૦ જો કે રજપૂતો તેમનાથી હાર્યા ખરા પણ પોતાનાં બૈરાં છોકરાં બાળી મૂકી પોતે કેસરીઆં કરી મરતા સુધી લડી ખરી બહાદૂરી બતાવી.

પ્ર૦ મુસલમાન સ્વારીઓ વખતે હીંદમાં કયાં કયાં રાજ્ય મુખ્ય હતાં?

ઉ૦ (૧) સિંધુના પ્રદેશમાં અને જમુનાને ઉપલાણે પાસે રજપૂત રાજા રાજ કર્તા હતા.

(૨) મધ્ય ભાગમાં પટાવત રાજ્યોનો ઉપરી કનોજનો મહારાજા અધીરાજ હતો.

(૩) બીહારમાં બૌદ્ધમતના રાજા રાજ કરેતા હતા.

(૪) માળવાનું હિંદુ રાજ્ય વિક્રમાદિત્યના પ્રખ્યાત નામે ઝળકતું હતું.

## વિંધ્યા પર્વતની દક્ષિણમાં આવેલાં રાજ્યો.

ચેરા, ચોળા, અને પાંડ્ય કુળનાં અનાર્ય રાજ્યોના આશ્રય નીચે કેટલાંક રણશૂર રાજ્યો હતાં.

પ્ર૦ આ હિંદના રાજ્યોથી મુસલમાન હલ્લો કરનાર ઉપર શી અસર થઈ ?

ઉ૦ હિંદુઓનાં રાજ્યોની લશ્કરી રચના, અને સિંધના રજપૂતોએ બતાવેલા શુરાતનથી મુસલમાન હલ્લો કરનારાઓએ સુમારે ૩૦૦ વર્ષ સુધી હિંદ ઉપર નહી આવતાં હિંદુકુશની પશ્ચિમે એશિઆમાં, આફ્રિકામાં, અને દક્ષિણ યુરોપમાં સ્પેનને ફ્રાન્સ સુધી પોતાનો નવચંદ્ર પતાકાનો ઝુંડો ફેરવ્યો.

પ્ર૦ દુશ્મનોને આવતા અટકાવવાને હિંદનાં રાજ્યોની શક્તિ કેવા પ્રકારની હતી?

ઉ૦ તેમનામાં સંપીલાપણું હતું. અને ઉપરી કે ચક્રવર્તિ રાજાને જીત્યા પછી તે રાજ્યમંડળનાં પૃથક પૃથક રાજ્યો જીતવાનું કામ દુશ્મનોને ઘણું મૂશ્કેલ અને કંટાળા ભરેલું હતું.

પ્ર૦ ઇ૦ સ૦ ૯૭૭ ની સાલમાં હિંદના થડમાં કયું મુસલમાની રાજ્ય હતું?

ઉ૦ ગીજનીનું તુર્કી મુસલમાની રાજ્ય હતું. તેનો સબક્તગીન નામે સુલતાન હતો.

પ્ર૦ સબક્તગીનને હિંદના ક્યા રાજા સાથે યુદ્ધ થયું ને તેનું કારણ શું?

ઉ૦ પઠાણ લોકનાં ધાડાંથી ખીજવાઈ જઈ લાહોરના જયપાળે ગીજની ઉપર ચઢાઈ કરી તેથી બંનેને યુદ્ધ થયું

પ્ર૦ એ લડાઇનું પરિણામ શું થયું?

ઉ૦ હિંદુરાજા જયપાળ હાર્યો' અને તેનો રસ્તો ખાળવાથી ૫૦ હાથી તથા ૧૦૦૦૦૦૦ દર્હામ મોકલી આપવા કબૂલ કર્યા. લાહોરમાં આવતાં બ્રાહ્મણોની સલાહથી દંડ મોકલ્યો નહીં, તેથી સબક્તગીને ફરીથી જયપાળને હરાવ્યો. અને પેશાવરમાં અફગાન સરદારના હાથ નીચે ૧૦૦૦૦ સ્વારોનું થાણું બેસાડયું. તેથી પઠાણોના હાથમાં બે પહાડી નાકાં આપ્યાં.

પ્ર૦ સબક્તગીન ક્યારે મરણ પામ્યો અને તેની ગાદીપર કોણ બેઠું?

ઉ૦ ઈ. સ. ૯૯૭ માં અને તેની ગાદીએ તેનો ૧૯ વર્ષની ઉમરનો છોકરો સુલતાન મહમદ બેઠો, કે જે મહમદ ગીજનવીને નામે ઓળખાય છે.

પ્ર૦ એણે પ્રથમ શું કર્યું!

ઉ૦ ખૈબર ઘાટની પશ્ચિમમાં ચાર વર્ષમાં પોતાની સત્તા સ્થાપન કરી'

પ્ર૦ મહમદ ગીજનવીએ હિંદ ઉપર કેટલી સ્વારીઓ કરી? અને તે ક્યારે,! ક્યાં ક્યાં?

ઉ૦ સત્તર. તેમાંની તેર પંજાબમાં પશ્ચિમ ભાગ જીતવાને, એક કાશ્મીર ઉપર, અને ત્રણ કનોજ, ગ્વાલીઅર અને સોરઠી સોમનાથ ઉપર મળીને ૧૭ થઈ.

પ્ર૦ એ સ્વારીઓમાંથી જાણવાલાયક સ્વારીઓનું વર્ણન કરો!

ઉ૦ ઇ. સ. ૧૦૦૧માં લાહોરના રાજા જયપાળ ઉપર ફરી તેને હરાવ્યો. જયપાળ બેવાર હારેવાથી હિંદુ રીત પ્રમાણે રાજ કરવાને નાલાયક

ડરવાથી પોતાના દીકરા અનંગપાળને રાજ્ય આપી પોતે બળી મૂઓ. કાશ્મિર ઉપર ચડાઈ કરી તેમાં ફતે ન મળી. છઠી સ્વારીમાં અયોધ્યા અને માળવા સુધીના ભૂપતિઓ એક સંપથી લડવાને ભેગા થયા હતા તેમાં ખરચીને સારૂ સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં ગાંઠાં વેચીને મદદ મોકલી હતી, તેમાં મહમુદે પેશાવર પાસે ખાહી ખોદાવી મોરચા બાંધી પોતાનું રક્ષણ કર્યું. લાગ આવતાં રજપૂત સૈન્યાપર. છાપો માર્યો, પણ હાર્યા અને ગકર લોકે છાવણીમાં પેશી ૪૦૦૦ માણસ કતલ કર્યાં. થાનેશ્વર અને નગર કોટનાં દેવળોમાંથી મહમદ બેહદ ધન હરી ગયો. સન ૧૦૨૪ માં સોળમી પ્રખ્યાત સ્વારી સોરઠી સોમનાથ ઉપર કરી. તેમાં ઘણીવાર તેના સિપાઇઓ કતલ થયા છતાં આખરે સોમનાથ લીધું. હિંદુઓ પાંચ હજાર મુડદાં પડતાં મુકી હોડીઓમાં બેશી નાઠા. મહમદે દેવળમાં જઈ મૂર્તિના ચાર કડકા કરી તેમાંથી અથાગ ધન તથા ઝવેર અને સૂકડનાં બારણાં લઈ ગીજની ગયો. રસ્તે તેનાં હજારો માણસ પાણી વીના રઝળી રખડી મરણ પામ્યાં.

પ્ર૦ સુલતાન મહમદની સ્વારીઓનું પરિણામ શું થયું?

ઉ૦ દરેક સ્વારીને અંતયે હિંદમાં મુસલમાંન સત્તા બળવત્તર થતી હતી. એની સત્તર સ્વારીઓ અને ૨૫ વર્ષ સુધીનાં યુદ્ધોનું ફળ એ થયું. કે પંજાબ અને તેની પશ્ચિમના મહાલો મુસલમાનોને તાબે-થયા. કનોજ અને ગૂજરાત સુધી તેની ધાડોનાં સંભારણાં રહ્યાં, તેણે હિંદમાં કરેલી સ્વારીઓ દેશ જીતવાનાં નેમથી નહીં. પણ દેવસ્થળ વાળું ગામ લૂટવું કે મૂર્તિ ભાગવી એ તેનો નેમ હતો.

પ્ર૦ મહમદ ક્યારે મરણ પામ્યો?

ઉ૦ ઈ. સ. ૧૦૩૦ માં ગીઝનીમાં તેનો કાળ થયો.

પ્ર૦ મહમુદ વિશે કેવી વાતો ચાલેછે?

ઉ૦ સોમનાથની મૂર્તિ ભાગતાં મળતા દ્રવ્ય ઉપર ન લોભાતાં મૂર્તિ ખંડન કરવાની નામનાને વધારે પસંદ કરી હતી. મુસલમાન ત-

તારીખ લખનારાઓએ તેની બહાદૂરી, ભક્તિ, અને ખરચની નોંધ આપેલીછે, તેમાંથી મળી આવેછે કે એક વખત એક ગરીબ ડોશી તેની પાસે પોતાના છોકરાને ધરાકનાં રણમાં મારી નાંખ્યા બાબત ફરિઆદ કરવા ગઈ. બાદશાહે તેને જવાબ આપ્યો કે એટલે દુર તપાસ રાખવી કઠણ છે. આવા જવાબથી ડોશીએ કહ્યું કે "સમબાય એટલા મુલક જીતોતો સારૂં" આ વાતનો બાદશાહે ઊંડો વિચાર કરી તેને બક્ષિસ આપી, અને તે જગોએ માણસોનું રક્ષણ કરવા સ્વારો મોકલ્યા.

ફરદુશી કવીએ તેનાં ચરીત્રનુ ( શાહનામું ) પુસ્તક બનાવ્યું હતું. તે સુલતાનને વાંચી સંભળાવતાં તેણે દર*બેતે ૧ દહોમ આપવો કબુલ કર્યો. પછી પોતાની કંજુસાઇથી કવિને ૬૦ હજાર સોનાના દહોમને બદલે રૂપાના આપવા માંડ્યા તે તેણે લીધા નહીં, અને દરબાર તજી ગયો. સુલતાન નીચ કુળની સ્રીથી ઉત્પન્ન થએલો છે એ વિશે એક કવિતા જોડી. સુલતાને તે સાંભળી તેનાં ઉપર ગુસ્સે ન થતાં પોતાની કંજુસાઇનો પસ્તાવો કરવા લાગ્યો અને કવિને એક લાખ સોનાના દહોમ મોકલ્યા પણ તે કવિને પહોંચતા અગાઉ કવી પોતે મરી ગયો હતો.

પ્ર૦ ગીજની વંશ ક્યાંથી તે ક્યાં સુધી ચાલ્યો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૦૦૧ (સુલતાન મહમદ)થી ૧૧૮૬ સુધી (ખુશરૂ સુધી). એ રીતે સુલતાનોનું રાજ્ય ૧૬૫ વર્ષ ચાલ્યું.

પ્ર૦ ગીજની સુલતાનોને કહીં દુશ્મનાવટ કોની સાથે ચાલતી હતી?

ઉ૦ અફગાનીસ્તાનમાં આવેલા ગોરના હાકેમો સાથે.

પ્ર૦ ગીજની અને ગોરના હાકેમો વચ્ચે કેવા પ્રકારના ઝઘડા ચાલ્યા અને તેનું પરિણામ શું થયું.

ઉ૦ ઇ૦ સ૦ ૧૦૧૦ માં સુલતાન મહમદે ગોરને વશ કર્યું હતું પણ ઇ૦ સ૦ ૧૦૫૧ ને સુમારે ગોર હાકેમ ગીજની જીતી ત્યાંના મહાજનોને પકડી તેનાં ગળાં કાપી તેનું લોહી ગોરનો કિલ્લો ચ-

---

*શ્લોક.

ણવાના કોલમાં વાપર્યું. એમ વારાફરતી ઘણીવાર થયા પછી આખરે સન ૧૧૫૨ માં ગોરી જીત્યો. સુલતાન ખુશરૂ લાહોરમાં નાશી ગયો તેની પાસેથી ૧૧૮૬ માં મહમદગોરીએ (શાહાબુદ્દીન) લાહોર છીનવી લીધું.

પ્ર૦ ગોરવંશના રાજા કઈ જાતના હતા ને તે વંશ ક્યાંથી તે ક્યાં સુધી ચાલ્યો ?

ઉ૦ અફગાન જાતનાં ઈ૦ સ૦ ૧૧૮૬ થી ૧૨૦૬ સુધી. ૨૦ વર્ષસુધી.

પ્ર૦ મહમદગોરીએ લાહોર જીત્યાં પછી શું વિચાર કર્યો ?

ઉ૦ હિંદ જીતવાનો.

પ્ર૦ તે વખતે હિંદમાં મોટાં મોટાં રજપૂત રાજ્ય ક્યાં ક્યાં હતાં?

ઉ૦ (૧) દિલ્લીમાં તોમાર જાતના રજપૂતનું રાજ્ય.
(૨) કનોજમાં રાઠોડ જાતના રજપૂત રાજાનું રાજ્ય.
(૩) અજમેરમાં ચોહાણ જાતના રજપૂતનું રાજ્ય.
(૪) ગૂજરાતમાં વાઘેલા રજપૂતનું રાજ્ય.

પ્ર૦ હિંદમાં શાહાબુદ્દીને ક્યાં અને ક્યારે ચઢાઈ કરી, અને તેનું પરિણામ શું થયું.

ઉ૦ ઈ૦ સ૦ ૧૧૯૧ માં દિલ્લી ઉપર પેહેલી લઢાઈ કરી, પણ સ્થાનેશ્વર આગળ પૂર્ણ હાર ખાધી, સખ્ત માર ખાઈ પાછું નાસવું પડ્યું, તેમાં ૪૦ મૈલ સુધી રજપૂતોએ તેનો કેડો મૂક્યો નહીં.

ફરીને ૧૧૯૩ માં અફગાનો પંજાબ ઊપર ચઢી આવ્યા તેની સામોં પણ પૃથુરાજ લઢ્યો ને રણમાં પડ્યો. તેમાં તેની રાણી સતી થઈ એ રીતે અજમેર લીધું.*

ત્રીજુ રાઠોડનું રાજ્ય ૧૧૯૪ માં લીધું ને રાઠોડ રાજા રણમાં પડ્યો. આ રીતે ત્રણ રાજ્યો જીત્યાં, આથી રાઠોડ રજપૂતો અને બીજા ઉત્તર હિંદના રજપૂતોએ સંપ કરી પઠાણોને તાબે ન રહેવા માટે સિંધુનદીના પૂર્વના રણની કોરે વસીને લશ્કરી રાજ્ય સ્થાપ્યાં, કે જે હાલ રજપૂતાનાને નામે ઓળખાયછે. આ રીતે શાહાબુદ્દીન કાશી અને ગ્વાલીયર સુધી જાતે આવ્યો હતો.

પ્ર૦ શાહાબુદ્દીનના કયા સરદારે બિહાર અને બંગાળા જીત્યાં ?

ઉ૦ બક્તિયારે ખિલજી નામના સરદારે ઈ૦ સ૦ ૧૧૯૯ માં બિહારે અને સન ૧૨૦૩ માં ( ગંગાનો ડેલ્ટા ) નીચલો બંગાળ ત્યાંના ઘરડા ૮૦ વર્ષના ધાર્મીક લક્ષ્મણસેન રાજા પાસેથી વગર લડાઈએ જીતી લીધો. લક્ષ્મણસેને નાશી જઈ પોતાનો ભવ જગંન્નાથપૂરીમાં જગંન્નાથની શેવામાં ગૂજાર્યો.

પ્ર૦ શાહાબુદ્દીન ગોરીથી હિંદુ રજપૂતો કેમ હાર્યા. ?

ઉ૦ રજપૂત કુટુંબોમાં કલહ હોવાથી. તેઓ સંપ કરી શક્યા નહીં.

પ્ર૦ એ વખતનો કુટુંબ કલહ શી રીતે વર્ણવ્યો છે.

ઉ૦ દિલ્લી તથા અજમેર ઉપર રાજ્ય કરનાર ચોહાણ રાજાએ પૃથુરાજ (સાર્વભૌમ રાજા) એ નામ ધારણ કર્યું તેની અદેખાઈ કરનારા કનોજના રાઠોડ રાજાએ પ્રાચીન અશ્વમેધને મળતો મહોત્સવ કરી પોતાનું ચક્રવર્ત્તિપણું પ્રસિદ્ધ કર્યું. અને તે વખતે પોતાની કુંવરીનો સ્વયંવર રચ્યો. આ પ્રસંગે હલકા નોકરનાં કામ મંડળીક રાજા રાણાઓએ કરવાં પડેછે, તે નિયમ પ્રમાણે દિલ્લીના ચોહાણ રાજાને ભાગ દ્વારપાળ ( દરવાન )નું કામ કરવા હુકમ કાઢ્યો હતો. એ વાત દિલ્લીના રાજાને ન ગમવાથી હાજર થયો નહીં. ત્યારે રાઠોડ રાજાએ તેને ઠેકાણે ચાડિઓ બનાવી ગોઠવ્યો. કુંવરીએ વરમાળ ચોહાણ રાજાને વરવા કાજે ચાડિઆને આરોપી તેવોજ ચોહાણ રાજા કંન્યાને લેઈ ચાલતો થયો. રાઠોડ રાજા લડવા સામો થયો અને હુમલો કરવા અફગાન ગોરીને બોલાવ્યો. કે જેથી વારાફરતી બંને હિંદુ રાજ્યોનો વિનાશ થયો.

પ્ર૦ મહમદ ગીજનવી અને મહમદ ગોરી બંનેની હિંદની સ્વારીઓનો મુકાબલો કરો ?

ઉ૦ ગીજનવી ધર્માર્થે પોતાનું પરાક્રમ અને શૂરાતન દેખાડનારો હતો. પણ ગોરીરાજ લોભાર્થે લડનારો હતો. ગીજનવીની સ્વારીઓ દેવાલયો તોડવાની હતી. અને ગોરી સુલતાનની સ્વારીઓ પ્રાંતો મેળવવાના ઈરાદાની હતી.

પ્ર૦ ગોરીપાદસાહે ગીજનવી રાજાઓ કરતાં રાજ્યની સીમા કેટલી વધારી ?

ઉ૦ સબક્તગીને ગીજનીના રાજની હદનું થાણું પેશાવરમાં કર્યું હતું. મહમદ ગીજનવીએ પશ્ચિમ પંજાબ સુધી હદ વધારી હતી. પણ મહમદગોરીએ તો સિંધુના ડેલ્ટાથી તે ગંગાના પ્રદેશ સુધી આખા ઉત્તરહિંદમાં વધારી મૂકી.

પ્ર૦ મહમદગોરી ક્યારે મુઓ ને તેના રાજ્યનું શું થયું?

ઉ૦ એ સને ૧૨૦૬ માં મરણ પામ્યો. તેના હિંદના રાજ્યનો ભાગ તેના કુતબુદ્દીન નામે સરસૂબાના હાથમાં હતો. તે રાજ્યનો તેજ ધણી થઈ પડ્યો.

પ્ર૦ હિંદમાં રહીને રાજ કરનારો પેહેલ વહેલો મુસલમાન બાદશાહ કોણ હતો ?

ઉ૦ શાહાબુદ્દીન ગોરીનો સરસૂબો કુતબ-ઉદ-દીન અને તેની ઓલાદના બાદશાહ હતા.

પ્ર૦ કુતબઉદ્દીને ક્યાંથી ક્યાં સુધી રાજ કર્યું. અને રાજધાની ક્યાં કરી ?

ઉ૦ ઈ. સ. ૧૨૦૬થી ૧૨૧૦ સુધી, અને દિલ્લીમાં રાજધાની કરી.

પ્ર૦ એણે પોતાની કારકીરદીમાં શું કર્યું !

ઉ૦ ઉમદા નકશીદાર અને હીંદુ ઘાટના સુંદર સ્તંભો વાળી કુતબમશીદ બંધાવી કે જેમાં કુરાનનાં પ્રકરણ કોતરાવ્યાં હતાં અને જેનું શિખર શંકુ આકારનું એવો કુતુબમિનાર બંધાવ્યો.

પ્ર૦ એના વંશને ગુલામવંશ કેમ કહ્યો છે?

ઉ૦ પ્રથમ એ જાતે તુર્કિગુલામ હતો. અને તેની ગાદીએ બેસનારામાંના કેટલાક નિચ અવસ્થામાંથી પોતાની બહાદૂરીથી કે કાવીત્રાંથી રાજ્ય પામ્યા હતા માટે.

પ્ર૦ ગુલામ વંશમાં સર્વથી મહાન સુલતાન કયો થયોછે ?

ઉ૦ એ વંશનો ત્રીજો રાજા અલ્તમસ.

પ્ર૦ અલ્તમસના વખતમાં ક્યા ક્યા બનાવ બન્યા ?

ઉ૦ નીચલો બંગાળ અને સિંધના હાકેમો સ્વતંત્ર થઇ બેઠા હતા, તેમને એણે જીત્યા. ચંગીજખાંન મોગલ કોઇ અફગાન રાજાની પુઠે લાગીને મોટો ઓળંગી આણીમેર આવ્યો. પણ સિંધુ આગળ અટક્યો તેથી દિલ્હી ઉગરી. તેના મરતા પેહેલાં હિંદુઓના ઉઘાડા ઝગડા નરમ પડ્યા, અને પંજાબ, વાવ્ય પ્રાંતો, બિહાર નિચલો બંગાળ, અજમેર, ગ્વાલિઅર, માળવા અને સિંધમાં દિલ્હીના સુલતાનનીવતી મુસલમાન સૂબેદાર અમલ કર્તા હતા. બગદાદના ખલિફોએ હિંદનું જુદું મુસલમાની રાજ્ય કબૂલ રાખ્યીને, જુદા સિક્કા પાડ્યા.

પ્ર૦ અલ્તમસ ક્યારે મુઓ અને તેની ગાદીએ કોણ બેઠું ?

ઉ૦ એ ૧૨૩૬માં મરીગયો, ને તેની દીકરી રજિયાબેગમ ગાદીએ બેઠી.

પ્ર૦ રજિયાબેગમ વિશે શું જાણોછો ?

ઉ૦ દિલ્હીના મુસલમાની તખ્તપર બેસનાર નારી જાતીમાં માત્ર સુલતાન રજિયાબેગમ છે. એ નારી છતાં સુલતાન કહેવાનું કારણ એ કે તે કુરાન ભણેલી, સરકારી કામ કરવામાં ઉદ્યોગી; બારીકીની મામલામાં દ્રઢ, અને તેજદાર હોવાથી તેને એ ઇલકાબ જોડ્યો છે. તેની પોતાની સ્વારીના ઘોડાખાતાનો ઉપરી હબશી ગુલામ ઉપર મેહેરબાની હોવાથી પઠાણ સરદારોએ તેને સાડાત્રણ વર્ષમાં પદભ્રષ્ટ કરી મારી નાંખી.

પ્ર૦ ગુલામવંશના અમલનો પાયો શા કારણથી નરમ પડતો ચાલ્યો ?

ઉ૦ તિબેટની વાટે બંગાળાના ઇશાન કોણમાંથી, અને અફગાન ઘાટોને માર્ગે પંજાબમાં થઇ વારંવાર મોગલોના હુમલા થવાથી તેમજ ઘક્કર લોકોની, અને મેવાતના ડુંગરી લોકોની લુંટથી વળી રજપૂત લોકોના બંડથી એ રાજ્ય નબળું પડતું ગયું.

પ્ર૦ મુગલો જોડે, જંગલી હિંદ જાતો જોડે અને રજપૂતો જોડે લડનારો એવો સુલતાન ગુલામવંશમાં કયો થયો?

ઉ૦ બલ્બન.

પ્ર૦ બલ્બન બાદશાહ વિશે શું જાણો છો?

ઉ૦ એ મેહેલ ખાતામાંના તુર્કિ ગુલામોમાંનો એક હતો. બંગાળાના બળવાખોર સૂબેદારને જીતવા મોકલેલો સેનાપતી તે કામમાં પાર પડ્યો નહિ માટે તેને ફાંસી દીધો. અને પંડે બંગાળે જઈ ફિતુર નિર્દયપણે પણ ચતુરાઈથી સમાવ્યું. મેવાતમાં લાખ રજપૂતોને વાઢી નાખ્યા અને જંગલીઓને ભરાઈ રેહેવાનાં જંગલો કપાવી ખેડવાની જમીન બનાવી; મધ્ય એશિઆના મુગલોના ત્રાસથી ત્યાંના રાજવંશીઓ અને કવિઓ હિંદી દરબારમાં નાશી આવેલાને આશ્રય આપ્યો, તથા સ્વતંત્ર રાજ્યોના પંદર ભુપતીઓ તેના આશ્રયમાં આવેલા તેમણે ખોએલા રાજ્યના નામ ઉપરથી દિલ્હીના મોહોલ્લાઓનાં બગદાદ, ખારીજમ, ગોર, ઇત્યાદિ નામ પાડ્યાં અને એ ૧૨૮૭ માં મરણ પામ્યો.

પ્ર૦ ગુલામવંશનો અંત ક્યારે આવ્યો?

ઉ૦ છેલ્લા રાજા કેકુબાદને વિખથી માર્યો એટલે ઈ. સ. ૧૨૯૦માં ગુલામ વંશનો અંત આવ્યો.

પ્ર૦ ત્યાર પછી કયા રાજવંશી પાદશાહો થયા?

ઉ૦ ખિલજી (તુર્કિ) વંશના ઈ. સ. ૧૨૯૦માં થયા.

પ્ર૦ ખિલજી વંશનો પેહેલો પાદશાહ કોણ થયો?

ઉ૦ જલાલુદ્દીન.

પ્ર૦ જલાલુદ્દીનની કારકીર્દિમાં શો વૃતાંત બન્યો?

ઉ૦ આનો ભત્રિજો અલાઉદ્દીન અલ્હાબાદ પાસેના કરાનો ગવર્નર હતો તેણે જણુસે મેખને છેટે વિંધ્યાચળમાં આવેલું ભીલ દેવળવાળું ભીલસા શેહેર લૂટ્યું. બુંદેલખંડ અને માળવાનો બળવાખોર રાજ્યોમ થકવી, દક્ષિણ હિંદમાં જવાની મનસૂબો કર્યો. જતી

વખતે તેણે સર્વને જણાવ્યું કે હું મારા કાકાથી રીસાવી રાજ મહેન્દ્રીના મહારાજાની નોકરીમાં રહેવા જાઉંછું. બીજાને શરણ જનાર જાણી ઉદાર રજપૂતોએ કાંઈ આળો કર્યો નહિ. આગળ જતાં મહારાષ્ટના હીંદુરાજ્યની પાટનગરી દેવગીરી (દોલતાબાદ) ઉપર છાપો માર્યો, શેહેરમાં ધુસી જાહેર કર્યું કે આખી પાદશાહી ફોજ પાછળ આવેછે, હું તો માત્ર મોખરાના લશ્કરનો ભાગ લેઈ કૂચ કરૂંછું. આ પ્રમાણે પુષ્કળ લૂંટ ભેગી કરીને ગંગાને કાંઠે કરામાં લઈ ગયો. અહીં પોતાના ઘરડા કાકાને લુંટનો ભાગ આપવાને બહાને લલચાવીને બોલાવ્યો ને મળતી વખત મારી નાંખ્યો. ઈ. સ. ૧૨૯૫.

પ્ર० જલાલુદ્દીન પછી કોણ પાદશાહ થયું ?

ઉ० જલાદ્દીનને મારનાર તેનો ભત્રિજો અલાઉદ્દીન.

પ્ર० અલાઉદ્દીનને ગાદી કેમ પચી ?

ઉ० પોતે મેળવેલી લુંટ બક્ષિસ અને દાનમાં વેરીને ઘણા આગેવાનોને વશ કર્યા તેથી.

પ્ર० અલાઉદ્દીનની કારકીર્દીમાં ઉત્તર હિંદમાં શા વૃતાંત બન્યા.

ઉ० મોગલ લોકોનાં આવેલાં ધાડાં સાથે તેણે પાંચ વખત ટક્કર લીધી. ૧૨૯૫ માં આવેલી મોગલોની સ્વારીને દિલ્લીના કોટ નજીક હાર ખવરાવી. સન ૧૨૯૭ માં તેણે ગૂજરાત હિંદુઓ પાસેથી ફરી મેળવ્યું. જાઈપૂર રજપૂતો પાસેથી ઈ. સ. ૧૩૦૦ રિન્તિમ્બુરગઢ ઘેરો ઘાલી લીધો. અને ઈ. સ. ૧૩૦૦ માં સિસોદિઆ રજપૂતોને વશ કરીને ચિતોડગઢ જીત્યો. આ લડાઈમાં રાણી અને રજપૂતોની ૧૩૦૦ સ્ત્રીઓ ચિત્તામાં બળી મરી, પુરૂષો મરણીઆ થઈને લડ્યા, અને કેટલાક અરવલ્લીના ડુંગરોમાં જતા રહ્યા. ઈ. સ. ૧૩૦૪–૫ માં મોગલની ફરીને ચાર સ્વારીઓ આવી; તેમની સામે ટક્કર ઝીલી, ને તેમાં પકડાએલાને હાથીના પગતળે ઘુંદાવી માર્યા, તથા કતલ કર્યા. આ અરસામાં તેના ભત્રિજાઓએ દંગો કર્યો તે બેસાડી દેઈ તેમને ક્રુરતાથી માર્યા. (ઈ.

સ. ૧૨૯૯-૧૩૦૦) આ રીતે ઉત્તર હિંદમાં રજપૂતોની સત્તા અટકાવી પોતાનું કામ સ્વથસ્થ કર્યું.

પ્ર૦ એના વખતમાં દક્ષિણ હિંદ વિષે શી હકીકત બની ?

ઉ૦ ઈ. સ. ૧૩૦૩ માં તેણે પોતાના સરદાર મલીક કાફુરને લશ્કર આપી બંગાળાની વાટે તૈલંગના હિંદુરાજની રાજધાની વરંગુળ જીતવા મોકલ્યો. ઈ. સ. ૧૩૦૬ માં એજ કાફુરે માળવા અને ખાનદેશને રસ્તે મહારાષ્ટ્રમાં જઈ રાજધાની દેવગીરી જીતી. ત્યાંના હિંદુરાજાને સમજાવી સુલતાનનું સ્વામીપણું કબૂલ કરાવવા દિલ્લી લઈ આવ્યો વળી કાફુરે મહારાષ્ટ્ર અને કર્ણાટકપર સ્વારી કરી. નેઠેઠ દક્ષિણમાં રામસેતુ સુધી પહોંચીને ત્યાં મસીદ બાંધી.

પ્ર૦ દક્ષિણમાં જવાસારૂ આગલા સુલતાનો કરતાં અલાઉદીન કેમ વધારે શક્તિમાન થયો ?

ઉ૦ ઇતિહાસીક કાળના અત્યાર સુધીના વખતમાં એશિયામાંથી આવેલા તુર્ક (ગીજનીવંશજો) પઠાણ (ગોરીવંશજો) અને મોગલ (જેઓ મુસલમાન થઈ રહ્યા છે) તે જાતના સિપાઇઓ હિંદ અને તેની પેલીમેરના મૂલકમાંથી જોઇએ તેટલા મળી આવ્યા. તેથી તે દક્ષિણહીંદમાં જવા વધારે શક્તિવાન થયો.

પ્ર૦ એની ઉમરનાં પાછલાં વરસોમાં શા બનાવ બન્યા ?

ઉ૦ ગૂજરાતમાં હિંદુઓએ બંડ કર્યું. રજપૂતોએ ચિતોડગઢ પાછો જીતી લીધો. અને દક્ષિણમાંનાં ઘણાંક લશ્કરીથાણાં ઉઠાવી લેવાં પડ્યાં.

પ્ર૦ અલાઉદ્દીનની આખર ઉમર કેવી ગુજરી ?

ઉ૦ એને પોતાના છોકરાપર અણવિશ્વાસ આવવાથી તેને કેદ કર્યા. પછે ક્રોધ અને અમિતાહારના આવેશને આધીન થઈ સન ૧૩૧૫ માં મરણ પામ્યો. એવું કહેવાય છે કે તેના માનીતા સરદાર કાફુરે તેને ઝેરથી માર્યો.

પ્ર૦ ખિલજીવંશમાં ધર્મભ્રષ્ટ પાદશાહ કોણ થયો ?

ઉ૦ કોઈ નીચી જાતનો વટલેલો હીંદુ ખુશરૂખાનકરીને હતો તે.

પ્ર૦ ખુશરૂનાં કામ કેવા પ્રકારનાં હતાં ?

ઉ० લશ્કરી જય મેળવવામાં તેમ દુરાચારમાં તે કાફુરના જેવો હતો. એણે કાફુરને મારીને ગાદી લીધી. પોતે બહારથી હું મુસલમાન છું, એવું ડોળ બતાવ્યા છતાં, કુરાનને બેસવાના પાટલાની પવિત્રતાને દોશ લગાડતો, તથા મસીદોમાં હીંદુ દેવોની મૂર્તિઓ મૂકી મુસલમાની ધર્મને માનભંગ કરતો.

પ્ર० એણે કેટલું રાજ કર્યું ને શી રીતે મુઓ ?

ઉ० ઈ. સ. ૧૩૧૬ થી ૧૩૨૦ સુધી ચારવરસ રાજ કર્યું. એની ફોજના પંજાબના હાકેમ ધિઆસ-ઉદ-દીન તઘલકની આગેવાની નીચે (તે પ્રથમ તુર્કી ગુલામ હતો)ફિતુર કરી તેનો પ્રાણ લીધો. ત્યારથી ખિલજીવંશનો અંત આવ્યો.

પ્ર० ખિલજીવંશના સુલતાનો પછી દિલ્હીની ગાદીપર કયા વંશના પાદશાહો થયા ?

ઉ० તઘલખવંશના પાદશાહો થયા, ને તેનો પેહેલો પાદશાહ ધિઆસ-ઉદ-દીન તઘલક ઈ. સ.૧૩૨૦માં ગાદીએ બેઠો.

પ્ર० એ પાદશાહે શું કામ કર્યું. અને કેટલા વરસ રાજ કર્યું ?

ઉ० રાજધાની દિલ્હીમાંથી કાઢીને પૂર્વમાં ૪ માઇલ ઉપરે તઘલખાબાદમાં કરી, ને એણે આરવરસ રાજ કરયું.

પ્ર० ધિઆસ-ઉદ-દીન તઘલખ પછી કોણ પાદશાહ થયું ?

ઉ० તેનો દીકરો મહમદ તઘલખ ઈ. સ. ૧૩૨૪ માં પાદશાહ થયો.

પ્ર० એ કેવા ગુણનો પાદશાહ હતો ?

ઉ० પૂરો પ્રવીણ; વિદ્વાન, ચતુર, નામક અને સાચા પરેહજગાર હતો. પણ સ્વભાવે અવિચારી, ક્રુર, અને ન્યાયાધિશ તરીકે નિર્દય, હતો. તથા માણસના દુઃખની દરકાર વગરનો હતો.

પ્ર० એણે અવિચારના કેવાં કેવાં કૃત્યો કર્યાં !

ઉ० પંજાબપર ધશી આવતા મોગલોને નાણા આપી પાછા વાળીને, અલાઉદીને સંગ્રહ કરેલો ધનભંડાર ઉડાવી દીધો. ચીન જીતવા એક લાખ લશ્કર મોકલ્યું. તેમાંથી કોઈ પાછું આવી શક્યું નહિ; પણ હિમાલયના ઘાટોમાં લગભગ બધું નાશ પામ્યું. ઇરાન જીતવા જમાવેલા લશ્કરનો પગાર નહીં અપાવાથી તે વિરોધ

ગયું, અને એનોજ પ્રાંત લૂંટ્યો. દક્ષિણ હિંદમાં મોટી જીતો મેળવવાની યોજના કરી દિલ્હીના રહીશોને મરણ દંડથી બીવડાવી (દેવગીરી) દોલતાબાદમાં જઈ વસવાની જરૂર પાડી. આ આઠસે માઈલના છેટાની આવજાવમાં રૈયતની ઘણી ખરાબી થઈ. છેવટે એ કોશીશ બાદશાહે છોડી દેવી પડી. ખજાનો ખાલી થવાથી રાજાનાં ત્રાંબાનાણાંને લોકના રૂપા બરોબર ગણવા બરજોરી કરી તેમાં તેની પોતાની ખરાબી થતાં વ્યાપાર બંધ પડ્યો. કર વેરા લેવામાં પણ તે જૂલમી હતો ગંગા અને જમુના વચ્ચેના પ્રદેશના કેટલાક પ્રાંતમાં જમીનવેરો દસગણો અને કેટલાકમાં વીશગણો વધારવાથી ખેડુતો પોતાનાં ગામોને જંગલ થવા દઈ નાશી જઈ લૂટારા બન્યા, વીગેરે તેના અવિચારનાં કૃત્યો હતાં.

પ્ર૦ મહમદ તઘલખની નિર્દયતાનાં કર્મ કેવાં હતાં?

ઉ૦ મોટા પ્રદેશને પોતાના લશ્કરના ઘેરાવાથી કોટ માફક આંતરી તે ચકરાવો અંદરના ભાગમાં સાંકડો કરતાં જવું, ને અંદરના ભાગમાં જે માણસો આવે તેનો પશુ માફક શિકાર કરવો. એ પ્રકારે એણે ઘણીવાર કર્યું. તેમાં ઘણું કરીને નિરઅપરાધી ગામડીઆ લોક તેનો ભોગ થઈ પડતા. એણે કનોજના આખા શેહેરનો આ રીતે ઘાણ કહાડ્યો હતો. આવા કમકમાટ ભરેલા મનુષ્યની ક્રૂરતાના દાખલા ઇતિહાસોમાંથી ભાગ્યેજ મળી આવશે.

પ્ર૦ એના વખતમાં એના રાજની સ્થિતી કેવા પાયાપર આવી?

ઉ૦ હિંદમાં થએલાં મોટામાં મોટાં મુસલમાની રાજની લગામ એના હાથમાં આવી ખરી, પણ ધર્મ સંબંધી દુરાગ્રહી હોંસ તેનામાં હોવાથી તે રાજ એ જાળવી શક્યો નહીં. હિંદુરાજવંશીઓ અને અમલદારોપર તેણે ભરોસો રાખ્યો નહીં. તેથી રાજના મોટા હોદા પરદેશથી આવેલા, જેને રાજના કાયમપણાની દરેકાર નહી એવા સાહસિક મુસલમાનોને આપ્યા, તેથી રાજ્યમાં અવ્યવસ્થા અને બંડો થયાં, અને તાબામાંથી પ્રાંતો ખસવા લાગ્યા. ઈ૦ સ૦ ૧૩૩૮ માં તેના ભત્રિજાએ માળવામાં બંડ કર્યું. તેની જીવતાં ચામડી ઉતરાવી નાંખી. સન ૧૩૩૯ માં પંજાબના

હાકેમે બળવો કર્યો, તેને ગરદન માર્યો. ઈ૦ સ૦ ૧૩૪૦ માં નીચલા બંગાળ અને કારોમાંડલના મુસલમાન સુબેદાર તે પ્રાંતોના ધણી થઈ પડ્યા. ઈ૦ સ૦ ૧૩૪૪ માં તેલંગા અને કર્ણાટકનાં હિંદુ રાજાઓએ સ્વતંત્ર બની પોતાના મુલકમાંથી મુસલમાન થાણાં ઉડાડી મૂક્યાં. ગૂજરાતના લશ્કરે ફિસાદ મચાવ્યો. દક્ષિણના મુસલમાન સુબેદારોએ બળવા કર્યા, તે ભાગવા પોતે ગયો પણ તે કામ પુરૂં થતા પહેલાં ગૂજરાત, માળવા, અને સિંધમાં ફિતુર ઉડ્યાં; તે તોડવાને પોતે આવ્યો. બંડખોરોની પાછળ પડતાં ઈ૦ સ૦ ૧૩૫૧ માં ઠઠા શેહેરમાં મરણ પામ્યો.

પ્ર૦ મહમદ તઘલખ પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ૦ તેના દીકરો ફિરૂજશાહ તઘલખ સન ૧૩૫૧ માં ગાદીએ બેઠા.

પ્ર૦ ફિરૂજશાહે કેવી રીતે રાજ કર્યું ? તથા ઉપયોગી કામ શાંશાં કર્યાં?

ઉ૦ એણે દયાળુપણાથી રાજ ચલાવ્યું. તથા સાર્વજનીક સુખનાં ઘણાં કામ કર્યાં. તળાવો ખોદાવ્યાં; મુસફરખાનાં, મસીદો, મદ્રેશાઓ, દવાખાનાં, અને પુલો બંધાવ્યા હતા. વળી સર્વથી મોટું કામ જમનાના નદીના મૂળથી નેહેર ખોદાવી. તે તેના બંને કાંઠાના દેશને ફળદ્રુપ કરેછે. એ નેહેર તેણે ઘગ્ગર, અને સતલજ સાથે જોડી દીધી. આ નેહેરનો કેટલોક ભાગ બ્રિટિશ સરકારે ફરી બંધાવ્યો છે.

પ્ર૦ એના વખતમાં બીજા શું બનાવ બન્યા ?

ઉ૦ બંગાળા અને દક્ષિણનાં મુસલમાની રાજ્યનું સ્વતંત્રપણું તેણે કબૂલ કર્યું.

પ્ર૦ તઘલખવંશના પાદશાહોનું કૌવત નરમ પડવાનું કારણ શું ? અને તેનું પરિણામ શું થયું ?

ઉ૦ મુસલમાન લોકોના બળવા, અને હિંદુના બંડથી એ વંશનું જોર નરમ પડતું ચાલ્યું. અને તેથી હિંદ ઈ૦ સ૦ ૧૩૯૮ માં મોગલ સ્વારીનો શિકાર સેહેલથી થયું.

પ્ર૦ ફિરૂજશાહ ક્યારે મરણ પામ્યો.

ઉ૦ ૩૭ વરસ રાજ કરી ઈ૦ સ૦ ૧૩૮૮ માં મરણ પામ્યો.

પ્ર૦ તધ્લખવંશીઓનું બળ નરમ પડતાં હિંદમાં કયા પરદેશીએ કહેર કર્યો ?

ઉ૦ ઈ૦ સ૦ ૧૩૯૮ ની સાલમાં દિલ્હીની ગાદી ઉપર બીજો મહમદ તધ્લક પાદશાહ હતો ત્યારે તીમૂર નામે તાર્તરીના મોગલે લશ્કર સાથે અફગાન ઘાટોને માર્ગે હિંદમાં આવી કહેર કર્યો.

પ્ર૦ તીમૂરે હિંદમાં આવી શું કર્યું ?

ઉ૦ દિલ્હીના કોટ નજદીક પાદશાહને હરાવી તે રાજ્યધાનીમાં દાખલ થયો. પાંચ દીવસ સુધી કતલ ચલાવી. મુડદાંના ઢગલાથી ચાલવાની જગા રહી નહિ. તીમૂરે શાંતપણે બધું જોયું. પછી ઉજાણી કરી. ફિરૂજની મસીદમાં ઈશ્વરના ઉપકાર માની ૧૩૯૮ ની સાલના છેલ્લા દીવસે ગંગા ઓળંગી મેરત ગયો. ત્યાં પણ ઘણી કતલ ચલાવીને હરદ્વાર ગયો. ત્યાંથી ડુંગરોની તળેટીને રસ્તે મધ્ય એશિયામાં ગયો. (ઈ. સ. ૧૩૯૯) ઉજ્જડ કરેલાં શેહેરો શિવાય બીજી કાંઈ નિશાનીઓ તે પાછળ મૂકી ગયો નથી. મહમદ બાદશાહ ગુજરાતમાં નાશી ગયો હતો. તેણે આવીને માત્ર ઈ. સ. ૧૪૧૨ સુધી નામનો અમલ કર્યો.

પ્ર૦ તધ્લક વંશની સમાપ્તી ક્યારે થઈ અને પછી કયા કયા રાજા થયા?

ઉ૦ ઈ. સ. ૧૪૧૪ ના વરશમાં તધ્લક વંશની સમાપ્તી થઈ, અને ત્યાર પછી ૧૪૫૦ સુધી સૈયદવંશી, અને ઈ. સ. ૧૪૫૦ થી ઈ. સ. ૧૫૨૬ સુધી લોદીવંશી પાદશાહો થયા.

પ્ર૦ સૈયદ અને લોદીવંશના પાદશાહોની વખતમાં રાજ્યની હદ કેટલી હતી?

ઉ૦ દિલ્હીથી આશપાશ થોડાકજ ગાઉ સુધી કેટલાક રાજાનો અમલ ચાલતો હતો. અને એ બધા વખતમાં હીંદુ રાજ્યવંશીઓ અને મુસલમાન હાકેમો ખરેખર સ્વતંત્ર થયા હતા.

પ્ર૦ લોદીવંશની આખર કોણે આણી ?

ઉ૦ મોગલ લશ્કરના સરદાર બાબરે ઈ. સ. ૧૫૨૬ માં છેલા સુલતાન ઇબ્રાહીમને પાણીપતના રણમાં રોળીને લોદીવંશનો અંત આણ્યો.

પ્ર૦ અત્યારસુધીના અરસામાં દક્ષિણ હીંદમાં ક્યાં ક્યાં રાજ્ય હતાં?

ઉ૦ હીંદુરાજ્યો ચેરા, ચોલા, પાંડ્ય, વિજયનગર, મુસલમાની બા-હ્મણી રાજ્ય તેના પાંચ કકડા થયા (૧) આદીલશાહી (૨) કુતુબશાહી, (૩) નિજામશાહી, (૪) ઇમાદશાહી, (૫) બરીદશાહી.

પ્ર૦ ચેરાકુળના રાજ્ય વિશે શી હકીકત છે ?

ઉ૦ એ પ્રાચીન રાજ્ય દ્રાવિડમાં હતું. તેની ભાષા તામિલ હતી. મ્હૈસૂરમાં તાલ્કદ નામે નગર તેની રાજધાની હતું. ઈ. સ. ૨૮૮ થી ૯૦૦ સુધી આ કુળમાં ૫૦ રાજા થઇ ગયેલા ગણાય છે.

પ્ર૦ ચોલા કૂળ વિશે શું જાણો છો ?

ઉ૦ એ પ્રાચીન રાજ્ય દ્રાવિડમાં હતું. તેની રાજધાનીમાં મથક કુંભકોનમ અને તાંજોર હતાં. તેમાં વસનાર લોક તામિલ ભાષા બોલતા હતા. આ કૂળમાં ૬૬ રાજા થઈ ગએલા ગણાય છે.

પ્ર૦ પાંડ્ય રાજ્ય વિશે શું જાણો છો ?

ઉ૦ આ રાજ ઈ. સ. પે. ચોથા સૈકામાં સ્થપાએલું છે. વળી આ પ્રાચીન રાજ દ્રાવિડમાં આવેલું હતું. એની રાજધાની મદુરા હતી. આ વંશના ૧૧૬ મા મહારાજાને ઈ. સ. ૧૩૦૪ માં મલીક કાફુરે માર્યો. ૧૮ મા સૈકા સુધી પુરાતન પાંડ્ય ગાદી મદુરામાં રહી. મદુરાની ગાદીએ જેમ લાગલાગટ લાંબી મુદત સુધી વંશપરંપરા રાજા થયા તેમ કોઇ યુરોપના રાજની ગાદીએ થયા નથી. વંશાવળી ઉપરથી અધિપતિઓનો ક્રમ પાછળ ૨૦૦૦ વરસ લગી જઈ પહોંચે છે.

પ્ર૦ વિજય નગરના રાજ્ય વિષે શું જાણો છો ?

ઉ૦ એનું બીજું નામ નરસિંહરાજ કહેવાય છે. ઈ. સ. ૧૧૧૮ થી ૧૫૬૫ સુધી તુંગભદ્રાને કાંઠે બલારી જીલ્લામાં અનાપાટ નગરનાં ચીન્હ હજુ જણાય છે. એ ઠેકાણે દેવાલય, કિલ્લા, કોટ, તળાવ વીગેરેનાં ખંડેરો છે. અને તે દક્ષિણના મુસલમાન સુલતાનોની સમાન પદ્વી ધરાવતું હતું.

પ્ર૦ વિજયનગરનું રાજ્ય કેમ પડી ભાગ્યું અને પછી તેનું શું થયું ?

ઉ૦ દક્ષિણ હિંદના મુસલમાન સુલતાનોએ એક સંપ કરીને ઈ. સ. ૧૫૬૫ માં તાલીકોટ આગળ વિજયનગરના રામરાજ હરાવી.

ત્યારથી એ રાજ્ય પડી ભાગ્યું. તોપણ તેના સ્થાનિક મંડળીકો પોત પોતાની જાગીરોનો કબજો રાખી શક્યા. તે મદ્રાસ ઈલાકાના પાલેગારો અને હાલના મહેસૂરના મહારાજાઓએ સ્થાનિક મંડળિકોના વંશજ છે. વિજયનગરનો એક રાજકુમાર નાઠેલો તેણે ચંદ્રગીરીમાં રાજવંશ સ્થાપ્યો. જેણે મદ્રાસ વસાવવા સારૂ ઈંગ્રેજ લોકોને ઈ. સ. ૧૬૩૯ માં જમીન આપી હતી. અને બીજો ફટાયો હાલમાં નીજામને ખંડણી ભરનારો અનગુંડીનો રાજા કહેવાય છે. તે પણ વિજયનગરના મોટા કુળનો વંશજ છે એમ માને છે.

પ્ર૦ દક્ષિણ હીંદમાં પાદશાહ તો ઉભી થઈ તેનુ મૂળ મંડાણ કયું છે ?

ઉ૦ ઈ. સ. ૧૩૦૩થી ૧૩૦૫ સુધી અલાઉદ્દીને કરેલી જીતો કે જે જીતોથી કેટલીક મૂદત લડાઈનો ધુરાળો ચાલ્યો ને મુસલમાની રાજ ૧૩૪૦ માં ઉભું થયું.

પ્ર૦ એ રાજનું નામ શું ? અને તે પડી ભાગવાનું કારણ શું ?

ઉ૦ બ્રાહ્મણીરાજ્ય, એ નામ પાડવાનું કારણ એ છે જે કોઈ જાફરખાં નામે પઠાણ સરદાર તેની નાની વયમાં કોઈ બ્રાહ્મણને ત્યાં નોકર હતો. બ્રાહ્મણે ભવિષ્ય વાણી કહી હતી કે તને રાજ્ય મળશે. જાફરખાંન સ્વતંત્ર સુલતાન બનવાથી પોતાના રાજવંશને એ નામ જોડયું,

પ્ર૦ બ્રાહ્મણીરાજ કેટલા વરસ ચાલ્યું, અને તેનાં પાટનગરે કયાં હતાં?

ઉ૦ ઈ. સ. ૧૩૪૦ થી ઈ. સ. ૧૫૨૫ સુધી ૧૭૮ વરસ ચાલ્યું. અને તેનાં પાટનગર હૈદરાબાદના મૂલકમાં ગુલમર્ગ, વરંગુલ, અને બિડર હતાં.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્યની પૂર્ણ ચઢતી કળા ક્યારે થએલી અને તે વખત તેની રાજમર્યાદા કેટલી હતી ?

ઉ૦ ઈ. સ. ૧૩૪૦ માં તેની ગાદી ઉપર બીજો અલાઉદ્દીન હતો, ત્યારે અને તે વખત અરધા દક્ષિણપર એટલે તુંગભદ્રા નદીથી ઓરિસ્સા સુધી અને પૂર્વે મછલીપટ્ટણથી ગોવા સુધી તેની રાજમર્યાદા હતી.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્ય તૂટવાનું કારણ શું ?

ઉ૦ બ્રાહ્મણી રાજ્યમાં ( દક્ષિણ હીંદમાં જન્મેલા મુસલમાન હ-

બસી) ધર્મ* પાળનાર સિપાઈઓનું ચડસા ચડસી વાળુ લશ્કર ભેગુ થવાથી, કુસંપી મૂળો પેડાં, તેથી એ રાજ્ય તુટયું.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્ય તૂટી તેનાં કયાં કયાં રાજ્યો થયાં ?

| ઉ૦ | રાજ્ય સ્થાપનારનું નામ. | રાજધાનીનું શેહેર. | વંશનું નામ. | સ્થાપનનીસાલ. | તુટયાની સાલ તથા તોડનાર. | |
|---|---|---|---|---|---|---|
| ૧ | આદીલશાહ | વિજાપુર | આદીલશાહી | ૧૪૮૯ | ૧૬૮૬–૮૮ | ઓરંગઝેબ |
| ૨ | કુતુબશાહ | ગોલોંદા | કુતુબશાહી | ૧૫૧૨ | ૧૬૮૭–૮૮ | ,, |
| ૩ | અહમદ નીજામશાહી. | અહમદનગર | નીજામશાહી | ૧૪૯૦ | ૧૬૩૬ | શાહાજહાંન |
| ૪ | | ઈલીચપુર | ઈમાદશાહી | ૧૪૮૪ | ૧૫૭૨ | અહમદનગરના રાજમાં ભેળ્યું. |
| ૫ | | બિડર | બરીદશાહી | | | |

એ પ્રમાણે પાંચ સ્વતંત્ર રાજ્યો થયાં.

પ્ર૦ ઉત્તર હિંદમાં કયા કયા પ્રાંતો સ્વતંત્ર હતા ?

ઉ૦

| રાજ્યનું નામ. | સ્વતંત્રતાનોવખત | તાબેદારીનોવખત | કોણે જીત્યું. |
|---|---|---|---|
| નીચલુ બંગાળ. | ૧૩૪૦ | ૧૫૭૬ | અકબર |
| ગૂજરાત | ૧૩૭૧ | ૧૫૭૩ | અકબર |
| માળવા | | ૧૫૩૧ | ગૂજરાતના સુલતાને |
| જઉનપુર વણારસી | ૧૩૯૩ | ૧૪૭૮ | |

## પ્રકરણ ૧૦ મું.

### મોગલવંશ ઇ. સ. ૧૫૨૬ થી ૧૭૬૧ સુધી.

પ્ર૦ હિંદમાં મોગલ રાજ કોણે અને ક્યારે સ્થાપ્યું ?

ઉ૦ બાબરે ઇ. સ. ૧૫૨૬ માં સ્થાપ્યું (બાબર એનો શબ્દાર્થ સિંહ) છે.

પ્ર૦ બાબર કોણ હતો ?

ઉ૦ તીમૂરથી છઠી પેઢીએ જન્મેલો હતો. જકસાર્તિસ નદીને કાંઠે આવેલા ફર્ગાનના રાજનો એ ધણી હતો. એનો જન્મ ઇ. સ.

*શિઆપંથી (તુર્ક, ઈરાની, તાતેરી) અને સુન્નીપંથી.

૧૪૮૨ માં થયો હતો. ઇ. સ. ૧૪૯૭ માં એણે સમરકંદ જીતી લીધું. પણ બળવાખોરોએ તેને હરાવી નસાડી મૂકયો. પછી. ઇ. સ. ૧૫૦૪ માં તેણે કાબૂલનું રાજ કબજ કર્યું અને ત્યાં ૨૨ વર્ષ રાજ્ય કર્યું.

પ્ર૦ બાબરે દિલ્હીનું રાજ્ય કોની પાસેથી શી રીતે લીધું ?

ઉ૦ છેલ્લા લોદીવંશનો અફગાન પાદશાહ ઇબ્રાહીમ પાસેથી પાણીપતના મેદાનમાં લડાઈ કરીને ઈ. સ. ૧૫૨૬ માં લીધું.

પ્ર૦ બાબર દિલ્હીમાં પેઠા પછી શું બનાવ બન્યો ?

ઉ૦ મુસલમાનોએ તેનું આધિપત્ય સ્વિકાર્યું, પણ ચિતોડના રજપૂતોએ તેનાપર હુમલો કર્યા.

પ્ર૦ રજપૂતોએ હુમલો કરવાનું કારણ શું ?

ઉ૦ અજમીર, મેવાડ, અને માળવામાં રજપૂતોએ અમલ બેસાડ્યો હતો. તેથી તેમને જણાયું જે, હવે હીંદુ પાદશાહી સ્થપાશે માટે.

પ્ર૦ બાબર અને રજપુતો વચ્ચે લડાઇઓ ક્યાં ક્યાં ને ક્યારે થઈ અને તેનું પરિણામ શું થયું ?

ઉ૦ ફતેપૂરસીક્રી નારણમાં ઇ. સ. ૧૫૨૭ માં થઈ. એ લડાઇમાં બાબર મોટા ભયમાં સપડાયો હતો, તેથી તથા અંતનો કાળ પાસે જોઇ તેણે દારૂને અડવું નહીં, એવી બાધા રાખી અંતે તે જીત્યો

પ્ર૦ પછી બાબરે શું કર્યું ?

ઉ૦ દક્ષિણ પંજાબમાં મુલ્તાન સુધી અને પૂર્વમાં બિહાર સુધી રાજ્ય સત્તા ઉતાવળે વધારીને ઇ. સ. ૧૫૩૦ માં આગ્રામાં મરણ પામ્યો.

પ્ર૦ બાબર પછી દિલ્હીની ગાદીએ કોણ બેઠું ?

ઉ૦ ઇ. સ. ૧૫૩૦ માં તેનો દીકરો હુમાયુન ગાદીએ બેઠો.

પ્ર૦ એને પ્રથમ શી હરકત નડી ?

ઉ૦ જે મૂલકમાંથી તેના બાપને લશ્કરી મદદ મળતી તે કાબૂલ અને પંજાબ તેના ભાઈ કામરાનના ભાગમાં આપવા પડ્યાં. તેથી મદદનું ઠેકાણું ન રહ્યું, તે લાગ સાધી બંગાળાના હાકેમ શેરશાહની સરદારી નીચે ઘણાં અફગાનોએ મળી દસ વરસ સુધી લડી હુમાયુમને હિંદમાંથી હાંકી કાઢ્યો.

પ્ર૦ તે ક્યાં ગયો અને એની ગેરહાજરીમાં હિંદમાં અમલ કોણે ચલાવ્યો ?

ઉ૦ સિંધના રણમાં થઇ ઈરાન ભણી નાસતો હતો ત્યારે અમરકોટના ગઢમાં ઈ. સ. ૧૫૪૨ માં તેનો પ્રખ્યાત પુત્ર અકબર જન્મ્યો. એની ગેરહાજરીમાં શેરશાહ પોતે પાદશાહ થઇ બેઠો. કલિંજરના કીલ્લાને ઘેરો ઘાલતાં ઇ. સ. ૧૫૪૫ માં શીરશાહનું મૃત્યુ થયું તેનો શાહજાદો તેની ગાદીએ બેઠો, તે મુઆ પછી અફગાન કુળનો ત્રિજો પાદશાહ ગાદીએ બેઠો. આ રાજા સૂર કુળના કહેવાય છે.

પ્ર૦ એના વખતમાં શા શા બનાવો બન્યા ?

ઉ૦ માળવા, પંજાબ, અને બંગાળામાં બળવા થયા એવામાં હુમાયુન આવ્યો. અને તેના તેર વરસની ઉમરના દીકરા અકબરે પાણીપતના મેદાનમાં અફગાનો સાથે મરણીઆ રણજંગ મચાવી હીંદનું રાજ્ય જીત્યું.

પ્ર૦ પછી હુમાયુનનું શું થયું ?

ઉ૦ કાબુલનું રાજ્ય ફરી પાછું મેળવી થોડા માસ ફરી દીલ્હીમાં અમલ કરી ઇ. સ. ૧૫૫૬ માં મરણ પામ્યો.

પ્ર૦ હુમાયુન પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ૦ ૧૫૫૬ માં ૧૪ વરસની ઉમરે અકબર ગાદીપતી થયો.

પ્ર૦ અકબરની કારકીર્દિમાં જે જે બનાવો બન્યા તેની વરસવાર સાર આપો ?

ઉ૦ ઇ. સ. ૧૫૪૫—સિંધના અમરકોટમાં અકબરનો જન્મ થયો.
ઇ. સ. ૧૫૫૬—પાણીપતની લડાઇમાં અફગાનોને જીતી પોતાના બાપ હુમાયુન સારૂ દિલ્હીનું તખ્ત પાછું મેળવે છે. (આ લડાઇમાં વાસ્તવિક સેનાપતિ બેહેરામ હતો).
ઇ. સ. ૧૫૬૦— રાજ્યવહીવટ પ્રત્યક્ષ પોતાને હાથ લેછેઃ અને બેહેરામે બળવો કર્યો તેને હરાવી માફી બક્ષે છે.
ઇ. સ. ૧૫૬૬—અકબરના પ્રતિસ્પર્દ્ધી ભાઈ હકીમની પંજાબ ઉપર સ્વારી અને તેનો પરાજય.

ઈ. સ. ૧૫૬૧-૬૮—રજપૂતરાજ્યોને મુગલ પાદશાહીનાં તાબે-દાર કરે છે.

ઈ. સ. ૧૫૭૨-૭૩—ગૂજરાતમાં ઝગડો અને તેનું પાદશાહીમાં ફરીને જોડાવું.

ઈ. સ. ૧૫૭૬—બંગાળા ફરીને જીતે છે. અને તે દેશ છેલ્લી-વારનો પાદશાહીમાં જોડાઈ જાય છે.

ઈ. સ. ૧૫૮૧-૯૩—ગૂજરાતમાં ફિતૂર.

ઈ. સ. ૧૫૮૬—કાશ્મિર જીતી લેછે ને તેનું છેલ્લું બંડ ૧૫૯૨માં બેસાડી દીધું.

ઈ. સ. ૧૫૯૨—સિંધ જીતી લેઈ મુગલ રાજ્યમાં ભેળવી દીધું.

ઈ. સ. ૧૫૯૪—કંદહારતાબે કર્યું, અને વિંધ્યાની ઉત્તરના આખા હિંદમાં કાબૂલ અને કંદહાર પર્યંત મુગલ રાજ્યને સુદૃઢ કર્યું.

ઈ. સ. ૧૫૯૫—મુરાદની સરદારી નીચે અહમદનગર ઉપર સ્વારી પણ તેમાં અકબરની ફોજ હારી.

ઈ. સ. ૧૫૯૯—અકબરે પંડયે અમદનગર ઉપર બીજીવાર ચ-ઢાઈ કરી, તે લીધું. અને ત્યાં મુગલ રાજ્યની સ્થાપના કરી.

ઈ. સ. ૧૬૦૧—ખાનદેશ ખાલસા કરી તે ઉત્તર હિંદમાં જાયછે.

ઈ. સ. ૧૬૦૫—આગ્રામાં અકબરનું મરણ.

પ્ર૦ બેહેરામ કોણ હતો અને તેના વિશે શું જાણોછો ?

ઉ૦ એ તુર્કોમાન હતો. હુમાયુના દેશવટાના સમયમાં અકબરને આ-ધાર આપનાર તરીકે, અને પંજાબના પઠાણો સામે પાણીપ-તના રણમાં લડાઇનો વાસ્તવિક સેનાપતી પણ તેજ હતો. એને તરૂણ અકબરે પ્રાંતોનો પ્રતિનિધી બનાવ્યો હતો. પણ તેનો સ્વભાવ કરડો અને મીજાજી હોવાથી પદભ્રષ્ટ થયો. તેને મક્કે જાત્રા કરવા જતાં વાટમાં કોઈ પઠાણે તેને ઈ. સ. ૧૫૬૦ માં મારી નાંખ્યો.

પ્ર૦ કઇ કઈ બીનાઓ અકબરની મહત્તા દર્શાવેછે ?

ઉ૦ એણે ૧૪ વરસની નાની ઉમેરે રાજ લગામ પોતાને હાથ લીધી. એના બાપે રાજ નાનું સરખું મૂકયું હતું. પણ જે મુગલ પાદ-

શાહી બસેં વરસ સુધી ટકી તેનો વાસ્તવિક સ્થાપનાર એ હતો. એણે ૧૫૫૬ થી ૧૬૦૫ સુધી ૫૦ વરસ રાજ કર્યું. (એજ વખતે ઇંગ્લાંદમાં ૧૫૫૮ થી ૧૬૦૩ સુધી ઇલીઝાબેથ રાણી રાજ કરતી હતી) બેહેરામખાનને પદભ્રષ્ટ કરતાં તેનો કરેલો બળવો સમાવી તેને પકડ્યો, અને માફી બક્ષી પેન્શન બાંધી આપ્યું. આ કામોથી તે મહાન અકબર કહેવાયછે.

પ્ર૦ મહાન અકબરનાં યુક્તિ પૂર્વક કાર્યો કયાં કયાં હતાં ?

ઉ૦ એ જ્યારે ગાદી નશીન થયો, ત્યારે હિંદ નાનારાજ્યોમાં વહેચાએલું હતું તેથી લશ્કરના બળથી, કે સગાઈ અને મિત્રાચારી વડે મુસલમાની અને હિંદી રાજ્યો પોતાને આધિન કર્યાં. એટલુંજ નહીં પણ સંગ અને સ્નેહ ભાવથી રજપૂતોને તખ્તને આધારે આપનાર બનાવ્યા. વળી ઉત્તર હિંદના મોગલ પક્ષ સામે અને બંગાળાની અફગાન ટોળીઓ સામે હીંદુ કારબારીઓ રાખ્યા. અને તેઓનાં પરસપરનાં કામો ઉપર દાબ રહે એવી યુક્તિઓ કરી. આવી સ્થિતીનું ચક્રવર્તિ રાજ્ય પોતાના વંશજોને આપતો ગયો

પ્ર૦ અકબરે રજપૂતોને કેવી રીતે વશ કર્યા ?

ઉ૦ જયપૂરના રાજાને જીતી તેને પોતાનો જાગીરદાર બનાવ્યો, તથા તેની કુંવરીને પરણી, કરેલી જીતને પુષ્ટી આપી. જોધપૂરને પણ વશ કરી તેની પૌત્રી પોતાના કુંવર સલીમ વેરે પરણાવી.

ચિતોડના રજપૂતો સાથે લાંમા વખતસુધી ઝગડો કરી તેને હરાવ્યાં. તેણે પોતાના કુળાભિમાનથી પાદશાહને કન્યા ન દીધી, અને પર્વતો તથા સિંધના રણમાં નાશી જઇ પોતાનો બચાવ કર્યો. પાછળથી ઉદેપૂર વસાવી તેમાં રાજધાની કરી. આ રજપૂતો આજ પણ પાદશાહોને કન્યા ન આપ્યાની વડાઇ માનેછે.

પ્ર૦ અકબરે હીંદુ લોકનાં મન મેળવી લેવાનાં તથા તેમના હિતનાં શાંશાં કામ કર્યાં ?

ઉ૦ જયપૂરવાળા પોતાના સાળા ભગવાનદાસને પંજાબનો ગવર્નર નીમ્યો. માનસિંહને કાબુલથી ઓરિસ્સા સુધીના લશ્કરનો ઉપરી બનાવ્યા, રાજા ટોડરમલને જમાબંધીનો ઉપરી રાખ્યો હતો.

એના ૪૧૫ મનસબદારો પૈકી ૫૧ હિંદુ મનસબદારો હતા. જજીઆવેરો માફ કર્યો, બધી રૈયતને આ રીતે રાજ પ્રકરણમાં સમાન પદવીએ મૂકી. સંસ્કૃત ધર્મ પુસ્તકોનો અને વીરરસ કાવ્યોનો ફારશીમાં તરજૂમો કરાવ્યો. હિંદુ પ્રજા ધર્મપર કાળજી રાખી; બીજ કરવાની, જનાવરોના ભોગ આપવાની, બાળલગ્ન કરવાની, ખુશી વિના સતી કરવાની વીગેરે મના કરી. વળી વિધવા વિવાહને પણ કાયદાનો આધાર આપ્યો.

પ્ર૦ આ મહાન અકબરે ઉત્તર હિંદનાં કયાં કયાં મુસલમાની રાજ્યો જીત્યાં?

ઉ૦ પંજાબથી બિહાર સુધીના નાના આપ અખત્યાર હકેમોને વશ કર્યા. શેરશાહના કુટુંબીઓ પાસેથી બંગાળા સન ૧૫૭૬માં જીતી લીધું. ઓરિસ્સા પ્રાંત ટોડરમલે સન ૧૫૭૪ માં જીતી લીધો. ગૂજરાત ઉપર સન ૧૫૭૨-૭૩ માં ચઢાઈ કરી સન ૧૫૯૩ માં જીત્યું. સન ૧૫૭૨ માં માળવા જીત્યું. સન ૧૫૯૨ માં કાશ્મિરનું બંડ ભાગ્યું. અને સિંધ ખાલસા કર્યું. ૧૫૯૪ માં કંદહાર તાબે કર્યું. આથી આખા ઉત્તર હિંદમાં મુગલાઈ રાજ ફેલાયું. એનો વિચાર રાજગાદી ફતેપુર શિક્રીમાં કરવાનો હતો, પણ આગ્રાનું સ્થળ વધારે પસંદ પડવાથી રાજધાની આગ્રામાં ઠરાવીને ૧૫૬૬ માં રાતી રેતીના પથ્થરનો જમુનાનદી ઉપર ઝઝૂમતો આગ્રાગઢ બંધાવ્યો.

પ્ર૦ દક્ષિણ હીંદ જીતવા અકબરે શો પ્રયત્ન કર્યો, ને તેનું શું થયું?

ઉ૦ તેણે ઈ. સ. ૧૫૮૬ માં દક્ષિણહીંદ જીતવાની નજર કરી, અહમદનગર ઉપર ફોજ મોકલી અહમદનગરની બહાદૂર મુસલમાન રાણી ચાંદબીબી સામી લડી, તેમાં ફાવ્યો નહીં. સને ૧૫૯૯માં અકબર જાતે ફોજ લઈ દક્ષિણમાં ગયો, પણ ફક્ત ખાનદેશ તાબે કરી એ કોશીસ છોડી દીધી.

પ્ર૦ અકબરની વૃદ્ધાવસ્થા કેવી ગુજરી અને તે ક્યારે મરણ પામ્યો?

ઉ૦ તેના કુટુંબનાં કાવિત્રાંથી અને તેના પાટવી પ્રિય કુંવર સલીમની બદચાલથી ખેદકારક ગુજરી; અને તે ૧૬૦૫માં મરણ પામ્યો.

પ્ર૦ અકબરના નવા ધર્મ વિશે શું જાણો છો?

ઉ૦ એને દર શુકવારે બ્રાહ્મણ, મુસલમાન, પારશી, યાહુદી, ખ્રિસ્તી, વીગેરેના આચાર્યોને ભેગા કરીને ધર્મની ચરચા ચલાવવાનો શોખ હતો. આ સંવાદો સાભળતાં, તેને પોતાના જન્મથી મળેલા ધર્મ વિશે શંકા થઈ અને સ્વેચ્છીક અધિકારીને લીધે, દેવતાઈ સર્વ શક્તિ પોતામાં છે; એવો ભાવ ઉત્પન્ન થઈને સૃષ્ટી પ્રામ ઇશ્વર જ્ઞાનના પાયાને આધારે નવો ઇશ્વરી ધર્મ તેણે સ્થાપ્યો તેનો પ્રમુખ પંડે હતો. સૂર્યની પૂજા તે ઉઘાડી રીતે કરતો.

પ્ર૦ અકબરે રાજ્ય રચના કયા પ્રકારે ગોઠવી હતી?

ઉ૦ રાજના વિભાગ પાડી પ્રાંતો ઠરાવ્યા. દીવાની અને લશ્કરી કામના કુલ અધીકારવાળો એક સુબેદાર (ગવરનર) ઠરાવ્યો હતો. લશકરી, ન્યાય, અને વસુલાત એવાં ત્રણ ખાતાં અધીકાર વાપરવા ઠરાવ્યાં હતાં. લશકરી ખાતામાં જાગીરે આપવાનું જુની રીત પ્રમાણે હતું, તે કાઢી નાખી બની શક્યું ત્યાં સુધી સિપાઈઓને પગાર આપવાનું દાખલ કર્યું. ન્યાય ખાતાને માથે રાજધાનીમાં એક ન્યાયાધિશ તથા તેની મદદને સારૂ મોટાં નગરોમાં કાજી રાખ્યા હતા. શેહેરોમાં પોલીસના ઉપરી કોટવાળ તેમને માજીસ્ટ્રેટનો અધિકાર હતો. પ્રગણાંઓમાં પોલીસનો વહીવટ વતનદારો કે વસુલાત ખાતાના અધિકારીઓ ચલાવતા. ગામમાં વંશ પરંપરા નોકરી કરનાર ચોકીદાર રેહેતા.

પ્ર૦ અકબરની વસુલાત પદ્ધતિની રીત કેવી હતી ને તેની ઉપજ કેટલી હતી?

ઉ૦ એણે ખેતરોની મોજણી કરાવી ત્રણ પ્રત બાંધી હતી. ઉપજનો ત્રિજોભાગ સરકારનો ઠરાવ્યો હતો. સરકારના ભાગ બદલ નાણું આપવાના દર ઠરાવ્યા હતા. દરવરસે એ કડાકૂટમાંથી બચવા સારૂં સરકાર ભાગ તપાસવાનું કામ દશ વરશે ઠરાવ્યું હતું. એના રાજના પંદર પ્રાંત હતા. ને જમીન ખાતેનો વેરો ૧૪ કરોડનો હતો. નિયમીત પાદશાહી લશ્કરથી જુદુ ભૂમી લશ્કર પ્રાંતોમાં હતું. તેના ખરચના દશ કરોડ રૂપીઆ પ્રાંતોને શિર હતા.

એની કુલ ઉપજ ૪૨ કરોડ રૂપીઆની ગણવામાં આવીછે.

પ્ર૦ મહાન અકબરના પ્રધાન કયા કયા હતા?

ઉ૦ હિંદુપ્રધાન, રાજાટોડરમલ, એ જમાબંધીનું કામ કરતો. દીવાન એટલે વસુલાત ખાતાનો પ્રધાન અબુલફજલ હતો એને પાટવી શાહજાદા સલીમની શીખવણીથી કોઇએ મારી નાંખ્યો.

પ્ર૦ મહાન અકબર પછી કોણ બેઠું?

ઉ૦ તેનો પાટવી કુંવર સલીમ જહાંગીર ( દુનીઆં જીતનારો ) નામ ધારણ કરી ગાદીએ બેઠો. એણે ઈ. સ. ૧૬૦૫ થી ઈ. સ. ૧૬૨૭ સુધી ૨૨ વરસ રાજ કર્યું.

પ્ર૦ જહાંગીરે પોતાનો અમલ વિશેષ કયા કામોમાં વાપર્યો?

ઉ૦ તેના પુત્રોએ કરેલા બળવા બેસાડવામાં તેની બેગમની સત્તા ઉંચી પદ્વીએ ચઢાવવામાં અને મોજમઝા કરવામાં.

પ્ર૦ જહાંગીરના વખતમાં તેના કયા દીકરાઓએ બળવા કર્યા?

ઉ૦ તેના અમલની શરૂઆતમાં ખુશરૂએ બંડ કર્યું હતું, તેને પકડીને કેદ કર્યો હતો:—તેમજ તેના અમલના પાછલા ભાગમા શાહજહાંએ બંડ કરી, અહમદનગરના હબસી પ્રધાન મલીકંબર સાથે મળી જઈ મોગલો સામે લડતો હતો.

પ્ર૦ જહાંગીરના વખતમાં ઇરાની લોક કયાં ચઢી આવ્યા હતા?

ઉ૦ કંદહારપર અને તે ઈ. સ. ૧૬૨૧ માં ઇરાનીઓએ લીધી.

પ્ર૦ નૂરજહાંન કોણ હતી?

ઉ૦ એ કોઈ ઈરાની ઊમરાવ કૂળના નિર્ધન માણસની દીકરી હતી. અકબરના વખતમાં તે જનાનખાનામાં આવતી હતી. તેના રૂપથી જૂવાન સલીમનું મન લોભાયું. પણ અકબરે તેને કોઈ ઈરાની સાથે પરણાવી. પછીથી જ્યારે જહાંગીર ગાદી નસીન થયો ત્યારે તેના ધણીને મરાવી પોતાના જનાનખાનામાં દાખલ કરી.

પ્ર૦ મહોબતખાંન કોણ હતો ને તેણે શું કર્યું?

ઉ૦ એ સેનાપતી હતો. ઈ. સં. ૧૬૨૬ માં બાદશાહના સામો થઈ તેણે પાદશાહ અને નૂરજહાંનને છ માસ કબજામાં રાખ્યાં હતાં.

પછી શાહાજહાંના પક્ષમાં મળી જઈ બળવો કર્યો, એવામાં ઈ. સ. ૧૬૨૭ માં જહાંગીર મરણ પામ્યો.

પ્ર૦ જહાંગીરના વખતમાં કયો બ્રિટિશ એલચી આવ્યો હતો ?

ઉ૦ સરટામસરો ઈ. સ. ૧૬૧૫ માં આવ્યો હતો. તેણે લખ્યું છે કે પાદશાહી સૈન્યનો જ્યાં મૂકામ થતો ત્યાં ભભકાદાર નગર બની રહેતું.

પ્ર૦ જહાંગીરનાં લક્ષણ કેવાં હતાં ?

ઉ૦ બાહ્યાચારોથી મુસલમાની ધર્મના ભાવિકનું ડોળ બતાવતો હતો. પણ અંદરખાને તેમ નહોતું. અને દારૂ પીવાનો ઘણો શોખ હતો ને નીશામાં ગાંડો બની રડતો હતો, તોપણ રૈયતને દારૂ પીવાની મના કરતો. સાવધ સ્થિતીમાં તે રાજકામ ડહાપણથી કરતો. દરબારીઓની મારફત વિના રૈયતની દાદ સાંભળવા તેણે એક ઘંટ રાખ્યો હતો. યુરોપીઅનના હુન્નરને, ધર્મને તેણે આશ્રય આપેલો છે. તથા તેના બે ભત્રિજાને ખ્રિસ્તી થવા પરવાનગી આપી હતી.

પ્ર૦ જહાંગીર પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ૦ જહાંગીર મરી ગયો ત્યારે શાહજહાંન નામે તેનો કુંવર દક્ષિણ હીંદમાં હતો. તેણે ત્યાંથી આવીને સન ૧૬૨૮ ના જાનેવારી માસમાં પાદશાહી પદ ધારણ કર્યું.

પ્ર૦ શાહજહાંને ગાદીએ બેશી પ્રથમ શું કર્યું ?

ઉ૦ નૂરજહાંનને સારો દરમાયો બાંધી આપ્યો. તથા પોતાના ભાઈ શહરીયાર અને બીજા જે અકબરના વંશજ તેને નડતર કરનારા હતા, તે સર્વને મારી નાંખ્યા.

પ્ર૦ શાહજહાંન પાદશાહે મુખ્ય કયાં કયાં કામ કર્યાં ?

ઉ૦ દક્ષિણ હિંદમાં તેણે રાજનો વધારો કર્યો. તથા ઉત્તર હીંદમાં ભવ્ય રાજદરબાર અને શુશોભીત ઈમારતો બનાવી.

પ્ર૦ દક્ષિણ હિંદનાં કયાં કયાં રાજ શાહજહાંને લીધાં ?

ઉ૦ અહમદનગરનું નિઝામશાહી રાજ્ય ( એના દીકરા ઓરંગજેબે પોતાના બાપના પ્રતિનીધી તરીકે લડાઈ કરીને ) ઈ. સ. ૧૬૩૬ માં પોતાના રાજ્યમાં મેળવી દીધું. તેની સાથે ઇલિચપૂર પણ મળ્યુ

(કેમકે ઇ. સ. ૧૫૭૨ માં ઇલિચપૂર અહમદનગરમાં જોડાઇ ગયું હતું. ઇ. સ. ૧૬૫૭ માં બરીદગઢ જીત્યો, અને વિજાપૂર તથા ગોવલકાંદાનાં સ્વતંત્ર રાજ્યોને મોગલ પાદશાહીનાં ખડિઆં રાજ્ય બનાવ્યાં.

પ્ર૦ શાહજહાંને ક્યાં ક્યાં શોભાયમાન મકાનો બંધાવ્યાં છે. ?

ઉ૦ (૧) આગ્રામાં અતી સુંદર તાજમેહેલ. (૨) આગ્રાના કિલ્લામાં મોટી મસ્જીદ બંધાવી. (૩) રાજધાની દિલ્હી લઈ જઈ તે શેહેર ફરીથી અનુપમ ઠાઠમાઠથી શોભાયમાન કર્યું. (૪) દિલ્હીની મોટી જૂમા મસ્જીદ ૬ વરસે બંધાવી રહ્યો. (૫) દિલ્હીનો મેહેલ ૧૬૦૦+૩૨૦૦ ફુટ માપનો બે મજલાનો સર્વોત્કૃષ્ટ બંધાવ્યો, અને તેમાં જડાવ અને નકશી કામની કારીગરી ઘણી સારી કરાવી છે. એ શિવાય એણે એક સુંદર મયૂરાસન બનાવરાવ્યું હતું. તેના પુછડામાં માણેક, નીલમ, પાના જડ્યાં હતાં તેની કીમત સાડા છ કરોડ રૂપીઆ હતી.

પ્ર૦ શાહજહાંનના રાજની મેહેસુલની પેદાશ કેટલી હતી ?

ઉ૦ બાવીશ કરોડ રૂપીઆની હતી.

પ્ર૦ શાહજહાંનની કારકીર્દીનો છેડો કેવી રીતે આવ્યો ?

ઉ૦ અકબરના વંશને મોટો શાપ બંડખોર પુત્રો હતા. અકબરને જહાંગીરે સતાવ્યો; શાહાજહાંએ જહાંગીર સામું ફિતુર કર્યું. તેમ હવે શાહજહાંનો વારો આવ્યો.—સન ૧૬૫૭ માં શાહજહાંન માંદો પડ્યો, તે વખત એના દીકરા ઔરંગઝેબે પોતાના ભાઇઓ સાથે કપટી ઝગડા કરવા પોતાનાં બાપને પદભ્રષ્ઠ કર્યો અને પોતે પાદશાહ થયો. શાહજહાંન સાત વરસ રાજકેદી તરીકે પુત્રશોકમાં રહી સન ૧૬૬૬ માં આગ્રામાં મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગઝેબની કારકીર્દીમાં જે જે મુખ્ય બનાવ બન્યા, તેની સાલવાર ટુંકામાં હકીકત આપો ?

ઉ૦ ૧૬૫૮—શાહજહાંનને પદભ્રષ્ઠ કર્યો.

૧૬૫૮—ઔરંગઝેબે સુજા અને દારાને હરાવ્યા. ને દારાને મારી નાંખ્યો.

૧૬૬૦—ઔરંગજેબ અને શુજાનો ઝગડો ચાલુ રહ્યો. સુજા આરાકાનમાં નાશી ગયો ત્યાં મરણ પામ્યો.

૧૬૬૧—ઔરંગજેબે મોરાદને કેદખાનામાં નાંખ્યો.

૧૬૬૨—ઔરંગજેબના સેનાપતી મીરજુમ્લાએ આસામ ઉપર ચઢાઈ કરી ત્યાં જય મળ્યો નહીં. દક્ષિણમાં તોફાન વિજાપૂર અને શિવાજીના હાથ નીચે મરાઠાનો વિગ્રહ.

૧૬૬૨-૬૫—મુગલાઈ રાજ્ય સામે શિવાજીનો બળવો.

૧૬૬૬—પદભ્રષ્ટ પાદશાહ શાહાજહાંનનું મરણ દક્ષિણમાં વિગ્રહ અને વિજાપૂરનો સુલતાન મુગલ સેનાને હરાવે છે.

૧૬૬૭—અનુકુળ શરતોએ ઔરંગજેબ જોડે શિવાજી સલાહ કરેછે. અને કેટલોક મૂલક મેળવેછે. અને વિજાપૂર ગોલ્કાંદાનાં રાજ્યો કનેથી શિવાજી ખંડણી લે છે.

૧૬૭૭—ઔરંગજેબ જજીઆ વેરો લેવો શરૂ કરેછે.

૧૬૭૯—ઔરંગજેબ જોડે રજપૂતોની લડાઈ અને શાહાજાદો અકબર બળવો કરી રજપૂતોને જઈ મળે છે.

૧૬૮૩—ઔરંગજેબ જાતે દક્ષિણ ઉપર ચઢાઈ કરે છે.

૧૬૮૬-૮૮ વિજાપૂર અને ગોલ્કાંદાનાં રાજ્યો જીતીને ખાલસા કરે છે.

૧૬૮૯—ઔરંગજેબ સંભાજીને પકડી મારી નાંખે.

૧૬૯૨—મરેઠા નાયકો સાથે નિયમ વગરની લડાઈ.

૧૬૯૮—મરેઠા પાસેથી ઔરંગજેબે જીજીગઢ જીત્યો.

૧૬૯૯-૧૭૦૧—સતારા અને બીજા મરેઠી કિલ્લા ઔરંગજેબ જીત્યા અને મરેઠાનો દેખાઇતો નાશ.

૧૭૦૨-૧૭૦૫—મરેઠાના નવા જય.

૧૭૦૬—ઔરંગજેબ અહમદનગર પાછો ગયો.

૧૭૦૭—ઔરંગજેબ વેદના ભોગવતો મરી ગયો.

પ્ર૦ ઔરંગજેબે ગાદીપતી થતાં શું નામ ધારણ કર્યું?

ઉ૦ આલમગીર એટલે જગતનો જીતનાર.

પ્ર૦ ગાદીએ બેઠા પછી બીજે વરસે તેણે શું કર્યું?

ઉ૦ પોતાના ભાઇઓમાંથી ઉદાર પણ આકળા વડા ભાઈ દારાને ઈ. સ. ૧૬૫૯ માં મરાવી નંખાવ્યો. બીજા મનમોજીલા ભાઈ શુજાને હીંદમાંથી હાંકી કાઢ્યો. જે આરાકાનમાં નાશી જઈ ત્યાંજ મરણ પામ્યો. ત્રીજા ભાઈ મુરાદનો શિરચ્છેદ કરાવ્યો. ઈ. સ, ૧૬૬૦.

પ્ર૦ આલમગીરે પોતાની કારકીર્દિમાં ક્યાં ક્યાં મુખ્ય લડતો ચલાવી?

ઉ૦ દક્ષિણ હિંદમાં વિજાપૂર અને ગોલકાંદા સાથે એક નવું મરેઠી રાજ્ય ઉત્પન્ન થયું હતું તેની સાથે અને આસામના પ્રાંતોમાં.

પ્ર૦ આલમગીરે દક્ષિણમાં કેવા પ્રકારથી લડતો ચલાવી?

ઉ૦ એણે નિશ્ચય કર્યો હતો કે ગમે તેટલું નુકશાન વેઠીને પણ વિજાપૂર અને ગોલકાંદા લેવાં. માટે પોતાના સરદારો મારફતે તેની સાથે લડાઈ ચલાવી. એ દરમિઆન દક્ષિણમાં એક નવું મરેઠી રાજ્ય ઉત્પન્ન થઈ વૃદ્ધી પામતું હતું તે હરકત અંદર સામેલ થઈ. તેથી મોગલ સરદારોએ મુસલમાની રાજ્ય જીતવાને તથા મરેઠી નવું વદ્ધી પામતું રાજ્ય કચડી મારવાને ૨૫ વરસ સુધી ફાંફાં માર્યા પણ કાંઈ વળ્યું નહીં.

પ્ર૦ મરેઠી રાજ્યે મોગલોને કેવી રીતે હરકતોમાં નાંખ્યા?

ઉ૦ મરેઠી સરદાર શિવાજીએ દક્ષિણ હીંદના મોગલાઈ રાજ્યમાંથી ચોથ ઉઘરાવી, અને ઈ. સ. ૧૬૬૪ માં સ્વતંત્ર મહારાજા છત્રપતી બની રાયગઢમાં રાજ્યાભિશેક કરાવ્યો. સને ૧૬૮૦-૮૧ માં ઔરંગઝેબનો બંડખોર છોકરો અકબર. એણે મરેઠી ફોજમાં મળી જઈ તેનો મોભો વધાર્યો. આ હરકતો મોગલ ફોજને નડતરનું મોટું કારણ થઈ પડી.

પ્ર૦ આ અડચણો ટાળવાને, તથા પોતાનો નિશ્ચય પાર પાડવાને આલમગીરે શું કર્યું?

ઉ૦ પ્રથમ કદી ન ગયેલી એવી સંખ્યામાં મોટી દબદબા વાળી ફોજ સાથે સન ૧૬૮૩ માં ઉત્તરનો ભવ્ય મેહેલ છોડી જાતે દક્ષિણમાં જઈ લશ્કરી તંબુમાં વાસ કર્યો. ઘણી મુદત સુધી બાથ

બીડયા પછી એ રાજ્ય પરાભવ પામ્યાં. ઈ. સ. ૧૬૮૮માં વિજાપૂર અને ગોવળકોંડા મુગલાઈ પાદશાહતમાં મેળવી દીધાં.

પ્ર૦ ઈ. સ. ૧૬૮૮ પછી આલમગીરે શું કર્યું?

ઉ૦ વૃદ્ધી પામતા હિંદુ મરેઠી રાજ્ય સાથે વિગ્રહ ચલાવ્યો. આ વખતે મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યા પછી તેનો દીકરો સંભાજી ગાદી ઉપર હતો તેને ઈ. સ. ૧૬૮૯ માં આલમગીરે પકડી ક્રૂરપણે મારી નાંખ્યો. અને મુશ્કેલ બીજા કિલ્લા સામે રાજધાની કબજે કરી. સન ૧૭૦૧ સુધીમાં જાણે મરેઠા વંશ નિર્મુળ કર્યા, એમ દીસ્યું. પણ મરેઠા પાછા સતેજ થયા ને સન ૧૭૦૫માં તેમણે પોતાના કિલ્લા પાછા લઈ લીધા. (પાદશાહે આ લાંબા નિષ્ફળ ઝગડામાં ખજાનો ખાલી કર્યો. લશ્કર લોથ પોથ કર્યું. પંડે ઘરડો અને ચીઢીઓ બન્યો.) પાદશાહની છાવણીને મરેઠા સપડાવતા હતા. અને મુલક લૂંટી અપમાન કરતા તેઓ નાના લશ્કરને ગાંઠે નહીં. અને મોટા લશ્કરથી લોપ થઈ જાય છેલ્લે આલમગીરે મરેઠા જોડે સલાહ કરવાની વીષ્ટી ચલાવી. એ સલાહ મરેઠાના લાભમાં થાત, પણ પાદશાહને એટલામાં અહમદનગરમાં આશ્રય મળ્યો, ત્યાં જઈ ઈ. સ. ૧૭૦૭ માં નીરાશનાં ટળવળાટમાં મરણ પામ્યો.

પ્ર૦ અંતકાળે આલમગીર પોતાના કુટુંબીઓથી અળગો કેમ રહ્યો?

ઉ૦ તેને પોતાના પુત્રોની નિષ્ટાપર શક હોવાથી. તથા જેવી અપદશા પોતે પોતાના બાપની કરી હતી તેવી છોકરા મારી કરશે, એવો ભય લાગવાથી એકલો રહ્યો.

પ્ર૦ આલમગીરની આ સભાની લડાઈનું શું થયું?

ઉ૦ આસામ તરફ લડવા મીરજુમ્લાની સરદારી નીચે ઈ. સ. ૧૬૬૨, માં લશ્કર ગયું હતું પણ ત્યાંની ભીની જમીનની હવા માફક ન આવવાથી લશ્કરની ખરાબી થઈ અને આસામના લોકોએ તેમને ઘેર્યા ત્યાંથી ઢાક આવતા રસ્તામાં મીરજુમ્લા મરણ પામ્યો.

પ્ર૦ આલમગીરની રાજનીતિ કેવા પ્રકારની હતી?

ઉ૦ ધર્માંધ હતી. તેણે જઝીઆવેરો લેવો શીરૂ કર્યો. રાજકાજમાંથી હિંદુઓને દુર કર્યા એવી તેની રાજનિતી ધર્માંધ હતી.

પ્ર૦ એ ધર્માંધ રાજનિતીનું પરિણામ શું થયું ?

ઉ૦ શીખ લોકને બંડ કરવાની જરૂર પડી તથા રજપુત લોકો સંપ કરી મોગલો સામે ઉપડીને સ્વતંત્ર થવા લાગ્યા. જયપુર, જોધપુર, અને ઉદેપુરનાં રજપુત સંસ્થાનોમાં પાદશાહે કતલ ચલાવી; ત્યારે રજપૂતોએ માળવાના મુસલમાની પ્રાંતની મસીદો બાગી તથા ઇસ્લામી ધર્મગુરૂઓનું અપમાન કરી કુરાન બાળ્યાં. એવી રીતે હિંદુઓને, મુસલમાન રૈયત જોડે એક બાદશાહતમાં મેળવી લેવાની મહાન અકબરની રાજ નિતિનો હવે અંત આવ્યો.

પ્ર૦ આલમગીરના વખતમાં રાજની ઉપજ કેટલી હતી ?

ઉ૦ જમીન ઉપજ ૩૦થી ૩૮ કરોડ રૂપીઆની હતી. અને કુલ ઉપજ ૮૦ કરોડ રૂપીઆની હતી.

પ્ર૦ આલમગીરનાં લક્ષણ કેવાં હતાં?

ઉ૦ તે જાહેરમાં ભભકાદાર અને ખાનગીમાં સાદો રહેતો. ધર્મની ક્રિયા પાળતો, સુરસ પત્ર લખનારો હતો. એને કવીઓનાં અને ધર્મનાં વચન વખતે વખત યાદ આવતાં. વળી પદભ્રષ્ટ કરવાને બાપ ન હોત, ખુન કરવાને ભાઇઓ ન હોત, અને દુઃખ દેવાને હિંદુ રૈયત ન હોત તો એનું જીવતર નિર્દોશ હોત. એના ધર્માંધ પણાએ એને દરેક પરધર્મિનો વેરી બનાવ્યો. અને સ્વધર્મિઓ પણ એની આંખનીજ શરમના સગા થયા છે.

પ્ર૦ અકબર અને આલમગીરનો મૂકાબલો, કરો ?

ઉ૦ બુદ્ધિ, ઉદ્યોગ, અને દ્રઢતા એમાં બંને સરખાં હતાં પણ બીજી બધી વાતે ઉલટા હતા. અકબર મોટા મનનો ઉદાર અને આલમગીર મેલા સાંકડા મનનો કપટી હતો. અકબર સમ દ્રષ્ટી રાખતો અને આલમગીર પક્ષપાતી અને પીડા કરનારો હતો. અકબર જીતાએલા દુશ્મન ઉપર દયા કરી સભાવતથી દોસ્ત કરી લેતો, અને આલમગીર દુશ્મન પર ક્રુરતા કરી વેર વધારતો.

અકબર સત્ય અને સારી યુક્તિથી કામ કાઢી લેતો. અને આં-લમગીર કપટ કાવિત્રાંથી પોતાનો હેતુ પાર પાડતો.

પ્ર૦ આલમગીર પછીના રાજાઓની મુખ્ય શી હકીકત છે ?

ઉ૦ પાદશાહતની પડતી અને તેનો નાશ, પાછળ થએલા છ રાજાઓના વખતમાં બન્યો છે. રાજાઓ પોતે, બળવાન લશ્કરી સરદાર કે રાજકારભારીના હાથમાં પુતળા જેવા હતા. જેમાંના બે રાજાઓ સેનાપતી જુલફી કારખાનને વશ હતાં. અને ચારને બે સૈયદ ભાઇઓએ ગાદીએ બેસાડેલા હતા. વીગેરે બનાવોનો હેવાલ નીચે પ્રમાણે છે.

ઈ. સ. ૧૭૦૭—ઔરંગજેબના બે દીકરા મોઆજીમને આલમની વચ્ચે ઝગડો, મોઆજીમની ફતેહ, ને બહાદુરશાહ નામ ધારણ કરી તેનું ગાદીએ બેશવું, તેનું સરદાર જુલફીકારખાંને વશ રહેવું, શાહાજાદા કામબક્ષનું બંડ તેનો પરાભવ ને તેનું મૃત્યુ.

ઈ. સ. ૧૭૧૦—શીખ લોક પર ચઢાઈ.

ઈ. સ. ૧૭૧૨—બહાદુરશાહનું મરણ ને તેના વડા દીકરા જ્હાંદારશાહાનું ગાદીએ બેશવું. વજીર જુલફિકારખાંની મદદે જ્હાંદારશાહ અમલ કરેછે, તેના ભત્રિજા ફરૂખશીયરનો બળવો, પાદશાહનો ને તેના વજીરનો ઘાત.

ઈ. સ. ૧૭૧૩—(પાદશાહ બનાવનાર) હુસેનઅલીને અબ્દુલા નામે બે સૈયદોના અધીકાર નીચે ફરોકશીયરનું ગાદીએ બેસવું.

ઈ. સ. ૧૭૧૬—શીખ લોકે કરેલી ચડાઈ, તેમની હાર ને તેમની ઉપર ક્રુર જુલમ.

ઈ. સ. ૧૭૧૯—બે સૈયદોએ ફરોકશીયરને પદભ્રષ્ટ કરી મારી નાંખ્યો, તેઓ એક પછી એક ત્રણ છોકરાને પાદશાહ બનાવેછે, જેમાંના પેહેલા બે છોકરા થોડા માસમાં મરી જાયછે, ને ત્રીજો મહમદશાહ ૧૭૧૯ ના સપ્ટેંબર મહીનામાં રાજ કરવા માંડેછે.

ઈ. સ. ૧૭૨૦—સૈયદોનો પરાભવ.

ઈ. સ. ૧૭૨૦-૧૭૪૮—દક્ષીણનો ગવરનર કે નીઝામ-ઉલ-મુ.

૯૬, હૈદ્રાબાદમાં પોતાની સ્વાધીનતા સ્થાપે છે.

ઈ. સ. ૧૭૩૨-૧૭૪૩—અયોધ્યાનો ગવર્નર જે પાદશાહતનો વજીરછે, તે દીલ્લીમાં વહીવટથી સ્વતંત્ર થાય છે.

ઈ. સ. ૧૭૩૫-૧૭૫૧—પાદશાહતની સામાન્ય પડતી અંદર બળવા, ને ઇરાનથી નાદીરશાહનું ચઢી આવવું (૧૭૩૯) હિંદપર અહમદશાહ દુરાનીની પહેલી સ્વારી (૧૭૪૭) મરેઠાને માળવા મળેછે. (૧૭૪૩)ને તેના પછી દક્ષિણ ઓરીસ્સાને બંગાળાની ખંડણી મળે છે. (૧૭૫૧)

ઈ. સ. ૧૭૪૩-૧૭૫૦—મુહંમદશાહનો દીકરો અહમદશાહ ગાદીએ બેઠો, અયોધ્યામાં રોહીલાનું ફિતુર, અને પાદશાહી ફોજની હાર.

ઈ. સ. ૧૭૫૧—મરાઠીની મૈદદથી રોહીલાના દંગાનો નાશ.

ઈ. સ. ૧૭૫૧-૧૭૫૨—અહમદશાહ દુરાનીની બીજી સ્વારી તેને પંજાબ આપેછે.

ઈ. સ. ૧૭૫૪—પાદશાહનું પદભ્રષ્ટ થવું, ને આલમગીર બીજાનું ગાદીએ બેસવું.

ઈ. સ. ૧૭૫૬—અહમદશાહ દુરાનીની ત્રીજી સ્વારી ને દીલ્લીની લૂંટ.

ઈ. સ. ૧૭૫૯—અહમદશાહ દુરાનીની ચોથી સ્વારી, પાદશાહ બીજા આલમગીરને તેનો વજીર ધાજી-ઉદ-દીન મારી નાખે છે, મરાઠા ઉત્તર હિંદમાં મૂલકો જીતી લે છે અને દીલ્લીનો કબજો કરે છે.

ઈ. સ. ૧૭૬૧-૧૮૦૫—પાણીપતની ત્રીજી લડાઇને અફગાનોને હાથે મરેઠાનો પરાજય (૧૭૬૧) બીજા આલમગીરના મરણ પછી શાહઆલમ બીજો નામનો પાદશાહ થયો છે, અને ૧૭૭૧ સુધી અલ્હાબાદમાં ઇંગ્રેજનું પેનશન ખાઈ રહે છે. એજ વરસમાં મરેઠા તેને તેના વારસાના રાજ્યમાંથી એક કડકો આપેછે. બંડખોરો પાદશાહને આંધળો કરી કેદ કરેછે, મરેઠા તેને છોડવે છે. પણ ૧૮૦૩ લગી વાસ્તવિક રીતે તે-

મના બંધીવાન તરીકે તે તેમના હાથમાં રહેછે. એ વખતે લોર્ડ લેકે મરાઠી બળ તોડયું.

ઈ. સ. ૧૮૦૬-૧૮૩૭—અકબર બીજો ગાદીએ બેસેછે.

ઈ. સ. ૧૮૩૭-૧૮૬૨—મોગલનો છેલ્લા પાદશાહ મહમદ બાહાદુરશાહ હતો, તેને ૧૮૫૭ ના બળવામાં સામીલ હોવાથી રંગુનમાં મોકલી દીધો. ત્યાં તે ૧૮૬૨ માં મરી ગયો.

પ્ર૦ મોગલ બાદશાહનું ભંગાણ કયારથી થવા માંડ્યું ?

ઉ૦ ઈ. સ. ૧૭૨૦ થી.

પ્ર૦ દક્ષિણ હીંદનો મોટો ભાગ પાદશાહતથી કોણે અને કયારે છુટો પાડ્યો ?

ઉ૦ દક્ષિણના ગવર્નરે નિઝામ-ઉલ-મુલ્કે ઈ. સ. ૧૭૨૦ થી ૧૭૪૮ સુધીમાં.

પ્ર૦ અયોધ્યા પ્રાંત ક્યારે છુટો પડ્યો ?

ઉ૦ ત્યાંનો ગવર્નર એક ઇરાની સોદાગર હતો. તેણે ઈ. સ. ૧૭૩૨ થી ૧૭૪૩ સુધીમાં સ્વતંત્ર કરી પોતાના વંશની સ્થાપના કરી.

પ્ર૦ મુગલાઈ ફોજે શીખ લોકોપર કેમ અને કેવી રીતની કૃરતા કરી!

ઉ૦ મોગલોના જુલમથી તેમણે બંડ કર્યું, તેથી તેના ગુરૂબંદાને એક્ષાળમાં કંઇક પાદશાહી પોશાક પહેરાવી લોઢાના પાંજરામાં પૂરી ફેરવ્યો. તેના દેખતાં તેના દીકરાનું કાળજુ ચીરી તેના ઉપર ફેંક્યું, અને ધગધગતી સાણસીઓથી તેનું માંસ તોડયું. ને હડકાયલાં કુતરા માફક શીખલોકોનો ઉચ્છેદ કર્યો. ઇ. સ. ૧૭૧૬.

પ્ર૦ આ અરસામાં રજપૂતોએ શું લાભ લીધો ?

ઉ૦ જોધપૂરના અજીતસિંહે પોતાની સ્વતંત્રતા સ્થાપી, અને ઈ. સ. ૧૭૫૧ માં રજપૂતાનાના મહિપતિઓએ મોગલાઇ શાહાનશાહત જોડેનો સંબંધ તોડી નાંખ્યો.

પ્ર૦ મોગલ રાજની પડતીના સમયમાં મરેઠાઓ શી રીતે વર્ત્યા ?

ઉ૦ તમામ દક્ષિણ હીંદમાથી ચોથ ઉઘરાવીને વિંધ્યાચળને માર્ગે ઉત્તરમાં આવી ઈ. સ. ૧૭૪૩માં માળવા અને ઈ. સ. ૧૭૫૧

માં ઓરિસ્સા બંગાળામાંથી ખંડણી લેવાની સનંદ મળવી.

પ્ર૦ મોગલાઈ રાજની પડતીમાં કયા કયા પરદેશીઓએ ચડાઈ કરી?

ઉ૦ ઈ. સ. ૧૭૩૯ માં ઇરાનના નાદિરશાહે, અને પઠાણ અહમદ-શાહ દુરાની છ વાર આવી ગયો.

પ્ર૦ નાદીરશાહે હીંદમાં આવી શું કર્યું?

ઉ૦ વાબ્ય કોણને માર્ગેથી આવી દિલ્હીમાં કતલ ચલાવી. અને ૫૮ દીવસ સુધી શેહેર લૂટી ૩૨ કરોડ રૂપીઆ લૂટ લઈ ગયો.

પ્ર૦ અહમદ દુર્રાનીએ હિંદમાં આવી કેવું કામ કર્યું?

ઉ૦ કાબૂલ, અને પંજાબ તેણે મેળવ્યાં. વાર વાર લૂટ અને કતલ કરતો ચડી આવ્યો. પઠાણ સ્વારો આસપાસનાં મોટાં અને નાનાં ગામોમાં અંગ છેદન કતલ અને બાળી નાંખવાનું કર્મ કરવા લાગ્યા. તથા તયના જગ્યાના કહેર વરતાવ્યો.

પ્ર૦ અફગાનોએ મથુરાં નગરીમાં કેવો કહેર કર્યો?

ઉ૦ ઓચ્છવને દીવસે પવિત્ર મથુરાં નગરીમાં જાત્રાળુઓની ઠઠ જામેલી હતી ત્યારે ૨૫૦૦૦ પઠાણ સ્વારનું મોટું લશ્કર દોડી આવ્યું તેમણે ઘરમાં વસનારે માણસ સુધાં બાળ્યાં. બીજાઓને તરવાર અતે ભાલાથી કતલ કર્યાં. સ્ત્રી પુરૂષોને ગુલામ દાખલ ઘસડી ગયા. હિંદુઓમાં પુન્ય મનાતી ગાયોનો મંદીરોમાં વધ કરી તેના લોહીથી મૂર્તિઓ અને મંડપો ખરડ્યા. અને ઘણાએક મહાલો ઉજડ કરી નાંખ્યા.

પ્ર૦ દિલ્હીનું મુગલાઈ રાજ્ય લય ક્યારે પામ્યું, અને છેલ્લો મુગલ પાદશાહ કોણ, ને તેનું શું થયું?

ઉ૦ દક્ષિણમાં અંગ્રેજ અને ફ્રેન્ચોના વિગ્રહથી કર્ણાટકમાંથી દિલ્હીના અધિકારીનું છેલ્લુ પગલુ ભુસાઈ ગયું. અને બંગાળા બહાર અને ઓરીસ્સા અંગ્રેજોને ઈ. સ. ૧૭૬૫ માં મોગલ પાદશાહે આપ્યા. ત્યાર પેહેલાંથીજ એટલે ઈ. સ. ૧૭૬૧ માં અહમદશાહ દુર્રાનીએ મરાઠાઓરે પાણીપતની લડાઈમાં હરાવ્યા તેજ વરસથી દિલ્હીના મોગલાઈ રાજનો લય થાય છે. ત્યાર પછીનો પેનશનરો પાદશાહમાંનો છેલ્લો એટલે ૧૭મો પાદશાહ મહમદ બ-

બાદૂરશાહ ઈ. સ. ૧૮૫૭ માં બ્રિટિશ રાજ્ય સામે ઉઠેલા બળવામાં સામેલ હતો. માટે તેને પકડી રેંગુન મોકલ્યો ત્યાં તે સન ૧૮૬૨ માં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### મરેઠા ઇ. સ. ૧૬૬૦ થી ઇ. સ. ૧૮૧૮. સુધી.

પ્ર૦ દક્ષિણ હિંદમાં મરેઠી રાજ્ય કોણે સ્થાપ્યું?

ઉ૦ શાહાજી ભોંસલેના દીકરા શિવાજીએ.

પ્ર૦ શાહાજી કોણ હતો?

ઉ૦ અહમદનગર અને વિજાપૂરનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોના પક્ષમાં રહીને મોગલો જોડે લડનાર મરેઠો સિપાઈ હતો. તેને પેટે ઈ. સ. ૧૬૨૭ માં શિવાજીનો જન્મ થયો હતો.

પ્ર૦ શિવાજીને એના બાપે વારસામાં શું આપ્યું હતું?

ઉ૦ સિપાઇઓની એક ટોળી અને લશ્કરી જાગીર.

પ્ર૦ મરેઠી રાજ્ય સ્થાપન કરવામાં શિવાજી પ્રથમ શી રીતે વર્ત્યો?

ઉ૦ એણે દક્ષિણ હીંદુ જાતોમાંથી એક સ્વદેશાભિમાની પક્ષ ઉત્પન્ન કર્યો. અને તે વખતે વખતે સમયને અનુસરીને ઉત્તરેથી આવેલાં પાદશાહી લશ્કરો, અને દક્ષિણનાં અહમદનગર અને વિજાપૂરનાં રાજ્યો સામે થઇને દરેક રાજ સામે વારાફરતી લડતો. અને પોતાના રાજ્યની અને લશ્કરની ઉત્તરોત્તર વૃદ્ધિ કર્યાં જતો. એવી રીતે શિવાજીમાં આર્યની રાજ્ય ચલાવવાની કળા હતી. અને એની મદદથી અહમદનગર અને વિજાપૂરનાં રાજ્યો મોગલો સામે કેટલીક મુદત સુધી ટક્કર ઝીલી શક્યાં હતાં.

પ્ર૦ શિવાજીએ લશ્કરી બળ કેવા પ્રકારે ઉત્પન્ન કર્યું હતું?

ઉ૦ દક્ષિણ હીંદના ધણીઆતા ખેડુતોને એનીના અનુકુળ વખતે વીખેરી શકાય, તથા ભેગા કરી શકાય. એવા પ્રકારનું એકઠું કર્યું હતું. એથી તેમને જાથુ પગાર આપવાની જરૂર પડતી નહતી. એવા લશ્કર સાથે દુશ્મનો ઉપર ધસારો કરી ખંડણી લેતો,

અને વખતે કોલકરાર કરી લેવાની ફરજો પાડતો. મળેલી લુટ-માંથી કાંઈ હીસ્સો તેમને વહેંચી આપી, પોતે વિશેષ ભાગ લેતો.

પ્ર૦ આ અરસામાં દક્ષિણ હીંદમાં કયાં કયાં રાજ્યબળ હતાં ?

ઉ૦ (૧) દિલ્હીના મોગલ પાદશાહની હુમલો કરનારી ફોજનું.

(૨) વિજાપૂર અને અહમદ નગરનાં સ્વતંત્ર રાજ્યોના લશ્કરનું.

(૩) મરેઠી હીંદુ જાતોની લશ્કરી વ્યવસ્થાનું.

પ્ર૦ શિવાજી પોતાનો મૂકામ ક્યાં રાખતો હતો ?

ઉ૦ પશ્ચિમ ઘાટોમાં આવેલા કેટલાક જીતાય નહી એવા ડુંગરી કિલ્લામાં તેણે નિર્ભય મૂકામ રાખ્યો હતો.

પ્ર૦ શિવાજીએ મરેઠી રાજ્ય શી રીતે સ્થાપ્યું ?

ઉ૦ છળભેદથી, ખુન કરવાથી, અને સખ્ત લડાઈઓથી તે દક્ષિણ હિંદમાં મરેઠાઓને ગણતીમાં લાવ્યો. અને ઈ. સ. ૧૬૫૯ માં વિજાપૂરના સરદારને એકાંત સ્થળમાં મિત્રભાવે મળવાને રૂપે છેતરીને તેનો તથા તેના સૈન્યનો ઘાણ વાળ્યો. તથા સન ૧૬૬૨ માં મોગલ પાદશાહતનું સૂરત શેહેર લૂટ્યું. આ રીતે પોતાની સ્થિતીનું કૌવત જણાયાથી ઇ. સ. ૧૬૬૪ માં રાજ્યપદ ધારણ કરી પોતાના નામના શિક્કા પાડ્યા.

પ્ર૦ પછી શિવાજીએ શું કર્યું ?

ઉ૦ સન ૧૬૬૫ માં વિજાપૂરની સામે લડનાર મોગલોને મદદ કરી. સન ૧૬૬૬ માં એને દીલ્હીના પાદશાહ ઔરંગજેબે મળવા બોલાવ્યો તેમાં એનો સત્કાર ન કરતાં નજરકેદ રાખ્યો, પણ ત્યાંથી દક્ષિણમાં નાશી જઈ બંડનો ઝૂંડો ઉઠાવ્યો. સન ૧૬૭૪ માં ફરી વારનો રાયગઢમાં ગાદીએ બેઠો, અને પોતાની તુલા સોનાથી કરાવી બ્રાહ્મણોને દાન કર્યું. ૧૬૭૬ માં કર્ણાટક ફોજ મોકલી.

પ્ર૦ શિવાજી ક્યારે મરણ પામ્યો. ને તેની ગાદીએ કોણ બેઠું ?

ઉ૦ ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો. અને તેની ગાદીએ તેનો દીકરો શંભાજી બેઠો.

પ્ર૦ શંભાજીએ કોની કોની સાથે લડાઈઓ કરી ?

ઉ૦ પોર્ટુગીસ અને મોગલો જોડે.

પ્ર૦ શંભાજીનું મરણ શી રીતે થયું ?

ઉ૦ ઈ. સ. ૧૬૮૯ માં મોગલોએ તેને કેદ પકડ્યો. અને ધગધગતા સળીઆ વડે તેની આંખો ફોડી. પછી જીભ કાપીને શીર છેદ કર્યો.

પ્ર૦ શંભાજી પછી કોણ ગાદીએ બેઠું ?

ઉ૦ તેનો છોકરો શાહુ મોગલોની કેદમાં હોવાથી રાજારામ બેઠો.

પ્ર૦ શાહુને ગાદી શી રીતે મળી ?

ઉ૦ દિલ્હીની તાબેદારી ઉઠાવવા સ્વીકાર્યું તેથી સન ૧૭૦૭માં ગાદી મળી.

પ્ર૦ એ વખતે મરેઠી રાજ્યનો કારભાર કોણ કરતું હતું ?

ઉ૦ બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણ પેશવાના ઇલકાબથી તમામ કારભાર કરતો હતો. અને શાહુ મોગલોની કેદમાંથી છુટેલો એટલે તેમની રીત પ્રમાણે મોજી શોખી થયો હતો તેથી પેશ્વા જે કરે તે થાય એમ હતું. એમ કરતાં કરતાં પેશ્વાએ વંશ પરંપરાનો અધીકાર લખાવી લઇ પોતાની સત્તા સ્થાપીત કરી.

પ્ર૦ પછી મરેઠી રાજ્યનું શું થયું ?

ઉ૦ પેશ્વાએ મરેઠાની જગાએ પોતાની સત્તા વધારી. અને શિવાજીના વંશમાં સતારા અને કોલાપૂર એ બે રાજ્ય હતાં. તેમાં સતારાનું રાજ્ય ૧૮૪૯ માં ઈંગ્રેજને હાથ ગયું, અને કોલાપૂરનું રાજ્ય ઈંગ્રેજ સરકારની રહેમ નજરની દેખરેખ નીચે હાલ ચાલુછે.

પ્ર૦ મરેઠી રાજ્યમાં કોલાપૂર અને સતારા બે રાજ્ય કેમ થયા ?

ઉ૦ શંભાજી પકડાયા પછી. તેના ભાઈ રાજારામના વંશમાં ગાદી ગઇ, પણ શંભાજીનો દીકરો શાહુ પાદશાહની કેદમાંથી છૂટીને આવ્યો, ત્યારે રાજ પદ્ધ મેળવતાં શાહુએ સતારામાં અને રાજારામના વંશજોએ કોલાપુરમાં ગાદી કરી.

પ્ર૦ બાલાજી પેશ્વાએ શું કર્યું ?

ઉ૦ ઈ. સ. ૧૭૧૮ માં "પાદશાહ બનાવનારા" બે સૈયદોની મદદે એક લશ્કર દિલ્હી મોકલ્યું. તથા ઈ. સ. ૧૭૨૦ માં દક્ષિણ દેશની ચોથ ઉઘરાવી. પણ તેજ વર્ષમાં મરણ પામ્યો.

પ્ર૦ બાલાજી પછી પેશ્વાઇનો અધિકાર કોને મળ્યો ?

ઉ૦ બાજીરાવને.

પ્ર૦ બાજીરાવ વિશે શું જાણો છો. ?

ઉ૦ એણે પોતાના બાપને મળેલી દક્ષિણની ખંડણી લેવાના હકને ખરેખર રાજ્યાધિકાર બનાવ્યો. માળવા અને નર્મદા તથા ચંબલ વચ્ચેનો પ્રદેશ દિલ્હીની પાદશાહતમાંથી ખૂચવી લીધો. અને ઈ. સ. ૧૭૩૯માં પોર્તુગીસ પાસેથી વસાઈ લીધું. ને સન ૧૭૪૦ માં મરણ પામ્યો.

પ્ર૦ બાજીરાવ પછી કયો પેશવા થયો ?

ઉ૦ બાલાજી બીજો (ત્રીજો પેશ્વા) થયો.

પ્ર૦ એણે શું કામ કર્યું ?

ઉ૦ એણે મોગલાઈ પાદશાહતની અંદરના ભાગમાં મરેઠાનો અમલ બેસાડ્યો.

પ્ર૦ પછી પેશ્વાએ ક્યાં ક્યાં ચઢાઈ કરી ?

ઉ૦ નીઝામનો મુલક લઈ પેશ્વાએ પોતાનું દક્ષિણનું રાજ્ય વધાર્યું.

પ્ર૦ પેશ્વાએ ઉત્તર હિંદમાં કરેલી ચઢાઈઓની હકીકત શી છે?

ઉ૦ પુના અને નાગપૂર એ બે મરેઠી રાજ્યની નાગપૂર શાખાના એક સરદારે ઈ. સ. ૧૭૪૧–૪૨ માં બંગાળા ઉપર ચઢાઈ કરી. તેને બંગાળાના સુબા અલીવર્દીખાંને પાછો નસાડ્યો. તેથી ઈ. સ. ૧૭૪૩ માં નાગપૂર શાખાના સરદાર રઘુજી ભોંસલે ફરી બંગાળાપર ચઢાઈ કરી, અને ઘણીવાર લૂટો કરવા માંડી, તેથી અલીવર્દીખાંએ બંગાળાની ચોથ અને દક્ષિણ ઓઢીઆ પ્રાંત મરેઠાને આપ્યા. બંગાળાની લૂટ બાબત પૂના અને નાગપૂરના મરેઠા વચ્ચે વઢવાડ થતી હતી.

પૂનાના મરેઠાએ ઉત્તર હિંદમાં પંજાબ સુધી લશ્કરો મોકલ્યાં. પણ પંજાબ પ્રાંત અહમદ દુરાનીના કબજામાં હતો, તેથી તેણે તથા બીજા ઉત્તર હિંદના મુસલમાન સૈન્યોએ મળીને મરેઠાનો પાણીપતના મેદાનમાં ઈ. સ. ૧૭૬૧ માં પરાજય કર્યો.

પ્ર૦ બીજો બાલાજી ક્યારે ગુજરી ગયો ?

ઉ૦ ઈ. સ. ૧૭૬૧ માં પાણીપતની લડાઈમાં મરાઠા હાર્યા પછી થોડેજ દીવસે,

પ્ર૦ પાંચ મરાઠા વંશ કયા કયા ને તેમની ગાદી ક્યાં ક્યાં છે ?

ઉ૦ (૧) પેશ્વાની ગાદી (પૂનામાં) (૨) ભોંસલાનું (પાટ નગર નાગપૂર) (૩) સિંધિઆની રાજધાની ગ્વાલીઅર-(૪) હોલકર (ઈન્દોરમાં) (૫) ગાયકવાડની વડોદરામાં.

પ્ર૦ પેશ્વાના રાજ વિશે શું જાણો છો?

ઉ૦ ઈ. સ. ૧૭૬૧ માં ચોથા પેશ્વા માધવરાવ પોતાની સત્તા જાળવી શક્યો. તે ઈ. સ. ૧૭૭૨ માં અપુત્ર મુઆ પછી તેનો ભાઈ નારણરાવ પેશ્વા થયો. તેનો ઈ. સ. ૧૭૭૪ માં ઘાત થયો. પછી માધવરાવ બીજો પૂનાની ગાદી ઉપર છઠો પેશ્વા થયો. તેનો કારભાર નાના ફડનવીસ કરતો હતો. માજી પેશ્વાના કાકા રાઘોબાએ પોતાની ગાદી મેળવવા તકરાર કરી. બાળક પેશ્વાના રક્ષક નાના ફડનવીસે ફ્રેન્ચના મદદ મેળવી અને રાઘોબાએ ઈંગ્રેજોનો પક્ષ મેળવ્યો. છેવટે સન ૧૭૮૨ માં સાલબાઈના તહનામા પ્રમાણે બાળરાજા ગાદીપર કાયમ રહ્યો. અને રાઘોબાને પેનશન મળ્યું.

પ્ર૦ બીજો માધવરાવ ક્યારે મરણ પામ્યો, અને કોણ ગાદીએ બેઠો?

ઉ૦ ઈ. સ. ૧૭૯૫ માં. તેની ગાદી ઉપર તેનો પીતરાઈ બાજીરાવ બીજો થયો.

પ્ર૦ બીજા બાજીરાવ વિષે શું જાણો છો ?

ઉ૦ એ પૂનાની ગાદીનો સાતમો કે છેલ્લો પેશ્વા હતો. એના ઉપર હોલકરે ચઢાઈ કરી તેથી તે નાશીને અંગ્રેજોને શરણ ગયો. ઈ. સ. ૧૮૦૨ માં વસાઈ મુકામે સલાહ કરી તેમાં પોતાના રક્ષણાર્થે અંગ્રેજી લશ્કર રાખીને ( ખરચ આપવું કબુલ કરીને ) ગાદીએ બેઠો. પછી ઈ. સ. ૧૮૧૭-૧૮ માં હોલકર તથા નાગપૂરના ભોંસલે જોડે એક મત થઈ અંગ્રેજો સાથે લડ્યો. તેમાં તેઓ જુદા જુદા હાર્યા. ઈ. સ. ૧૮૧૮ માં બાજીરાવ પેશ્વા

અંગ્રેજોને શરણે આવ્યો. એટલે તેનો મુલક મુંબાઈ ઈલાકામાં જોડી દીધો. બાજીરાવને પેનશન બાંધી આપી કાનપુર પાસે બીથુરમાં રાખ્યો. એ રીતે પેશ્વાઈ રાજ્યનો અંત આવ્યો. તે દત્તપુત્ર નાના સાહેબે સન ૧૮૫૭ ના બળવામાં અતિદુષ્ટ કર્મ કર્યાં, તે બળવો બેસાડ્યા પછી પેશવાનો વંશ લોપ થયો.

પ્ર૦ નાગપૂરના રાજ્ય વિશે શું જાણોછો?

ઉ૦ આ મરાઠી રાજ્યની ભોંસલા શાખાએ પૂર્વ તરફ બંગાળામાં સ્વારીઓ કરી બંગાળની ચોથ અને દક્ષિણ ઓઢીઆ લીધો હતો. પણ બંગાળમાં અંગ્રેજી અમલ થવાથી, તેમની સ્વારીઓ અટકી. અને ૧૮૦૩ માં ઇંગ્રેજી ફોજે ઓઢીઆમાંથી તેમને હાંકી કાઢ્યા. ઇ. સ. ૧૮૧૭ ની સાલના છેલ્લા મરેઠી વિગ્રહ વખતે સામેલ હોવાથી તેમની સત્તાનો અંત આવ્યો. તેના મથકના મુલકનો વહીવટ સન ૧૮૧૭ થી ૧૮૫૩ સુધી બ્રિટીશ રેસિડેન્ટથી થયો. અને છેલ્લો ભોંસલા રાઘોજી અપૂત્ર મરતાં તે રાજ્ય ઇંગ્રેજી રાજ્યમાં જોડી દીધું. તેના મધ્યપ્રાંતો કહેવાય છે.

પ્ર૦ સિંધીઆ અને હોલકરના રાજ વિશે શું જાણોછો?

ઉ૦ હોલકર ભરવાડ વંશનો, અને સિંધીઆ પેશ્વાનાં પગરખાં સાચવનારના વંશનો હતો. ઇ. સ. ૧૭૬૧ ની અહમદ દુર્રાની અને મરેઠાની પાણીપતની લડાઈમાં મરાઠા હાર્યા, પછી આ મહાપતીઓ સ્વસ્થ બેશી રહેલા, તો પણ માળવા પ્રાંતમાં પોતાની સત્તા જમાવી. ઇંગ્રેજો સાથે કેટલીએક વાર વિરોધ થયાં છતાં હજુ તેઓના વંશજો પોતાનો અમલ જાળવી રહેલા છે,

પ્ર૦ ગાયકવાડ વિશે શું જાણોછો?

ઉ૦ ગૂજરાત પ્રાંતમાં અને તેની પાડોશના કાઠીઆવાડ દ્વિપકલ્પમાંના વેરાતા માતબર મુલકમાં આ રાજ્ય છે. એનું રાજધાની શેહેર વડોદરા છે. સન ૧૮૧૭ માં મરેઠી વિગ્રહ થયો ત્યારથી આ રાજ્યમાં રેસિડેન્ટ અને સાહાયકારી બ્રિટિશ ફોજની મદદથી ગાયકવાડો અમલ કરે છે. ઇ. સ. ૧૮૭૪ ની સાલના ગાદીપતી મલ્હારરાવ ગાયકવાડે ઇંગ્રેજી રેસિડેન્ટને ઝેર દેવાની કોશીશ

કર્યાનું તહોમત તેનાપર આવવાથી હાઈ કમિશને તજવીજ કરી, તેને પદભ્રષ્ટ કરી મદ્રાસ મોકલ્યો. અને એ રાજ્યને ઇંગ્રેજ સરકારે પોતાના રાજસાથે જોડી ન દેતાં, રાજ્યસ્થાપન કરનારના કુળના એક વંશજને ગાદી આપી.

## પ્રકરણ ૧૨ મું.

### યુરોપી લોકનાં પહેલવહેલાં થાણાં ઇ.સ. ૧૫૦૦થી૧૭૦૦સુધી

પ્ર૦ યુરોપીઅન લોકો હિંદમાં આવવા લાગ્યા ત્યાર પેહેલાંના વખતમાં તે લોકોનો પૂર્વના દેશો સાથે વ્યવહાર કેવી તરેહનો હતો. ?

ઉ૦ યુરોપી લોકોને (હિંદ તરફના) પૂર્વના દેશો તરફ આવવાનો જળમાર્ગનો રસ્તો બીલકુલ જાણવામાં ન હતો. વખતે ભૂમીમાર્ગનાં વિશાળ રણ અને લડાયક જાતો પસાર કરીને કોઈ કોઈ મુસાફર આવતા. તે હિંદના બળવાન રાજ્યોની, અને અગણિત દ્રવ્યની વાતો, યુરોપમાં જઈ કહેતા, અને ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલાં ઇટાલીનાં શેહેરો, લીવાંટના બંદરોની મારફત આવેલા પૂર્વ દેશોના માલનો વ્યાપાર, યુરોપ સાથે ચલાવતાં હતાં.

પ્ર૦ ભરતખંડનો શોધ કરવાનું સાહસિક કામ પ્રથમ કોણે આદર્યું, અને તેનું પરિણામ શું થયું ?

ઉ૦ ઈ. સ. ૧૪૯૨ માં ક્રીસ્તોફર કોલંબસે સ્પેનના વાવટા નીચે તાર્તરીના ખાન ઉપરનો પત્ર લેઈને, સ્પેનની પશ્ચિમ તરફ વહાણ હંકાર્યાં; પણ તેને હિંદને બદલે અમેરિકા હાથ લાગ્યો.

પ્ર૦ પૂર્વના દેશો સાથે વેપાર કરવા યુરોપથી આવેલી પ્રજાઓનો અનુક્રમ કયો છે.?

ઉ૦ પોર્ટુગીસ, વલંદા, ઇંગ્રેજ, ફ્રેન્ચ, ડેન, અને સ્વીડ.

પ્ર૦ પૂર્વના દેશોનો વેપાર પોર્તુગીસ પ્રજામાં કોના હસ્ત હતો, અને તે લોક ક્યારે ક્યારે; અને કોણ કોણ આવ્યા છે ?

ઉ૦ એ વ્યાપર રાજાના હસ્તક હતો, તેથી કંપની ઉભી કરવાનો પ્રયત્ન એ લોકોએ કર્યો નથી. પણ રાજાના તરફથી નીચે પ્રમાણે કાફલા આવ્યા છે.

(१) ई. स. १४९८—વાસ્કોડીગામાની સરદારી નીચે.
(૨) ઈ. સ. ૧૫૦૨— એજન બીજીવાર.
(૩) ઈ. સ. ૧૫૦૩—મહાન આલફોન્સો આલબુકર્કનાહાથનીચે
(૪) ઈ. સ. ૧૫૦૫—ફ્રાન્સીસ્કો. દીઆલ્મેડા ભરતખંડના પેહેલા પોર્તુગીસ ગવર્નરના હાથ નીચે,
(૫) ઈ. સ. ૧૫૨૪—વાસ્કોડિગામા ત્રીજીવાર.

પ્ર૦ આવેલા પોર્તુગીસ કાફલાના સરદારોએ અહીં શું કર્યું?

ઉ૦ પેહેલો કાફલો કેપ ઓફ ગુડહોપની દક્ષીણે થઈ, અગીઆર માસે કાલિકટ બંદર આવ્યો. ને ત્યાંના રાજા ઝામોરીન સાથે પ્રીતી મેળવી વાસ્કોડીગામા પાછો ગયો. બીજીવાર "દાગામા" આવ્યો તે વખત કાનાનોરના રાજા સાથે એકો કરી ઝામોરિનને તેના મેહેલ ઉપર ગોળાનો મારો ચલાવ્યો.

ચોથો કાફલો બાવીસ વહાણ અને પંદર હજાર માણસ સાથે આલમેડાના ઉપરીપણા નીચે આવ્યો.

ઈ. સ. ૧૫૦૯માં આલફોન્સો દીઆલ્બુકર્ક ગવર્નર થયો. તેણે પોર્તુગીસની ઘણી સત્તા વધારી. કાલીકટ ઉપર હુમલો કર્યો પણ નિષ્ફળ થયો. અને સન ૧૫૧૦માં ગોવા લીધું. પછી મલાક્કા કબજે કરી સિઆમ અને મસાલાના બેટો જોડે વેપાર જોડ્યો. પછી સન ૧૫૧૫માં ગોવામાં મરણ પામ્યો. ત્યાં તેની કબરને રૈયત માન આપતી. પાંચમો કાફલો લેઈ દાગામા આવ્યો તે ૧૫૨૭માં કોચીનમાં મરણ પામ્યો.

પ્ર૦ પૂર્વના દેશો સાથેનો વ્યાપાર પોર્તુગીસ લોકોના હસ્તકમાં કેટલાં વરસ રહ્યો. અને તેમણે રાજ્ય સ્થાપન કેમ કર્યું?

ઉ૦ સન ૧૫૦૦થી ૧૬૦૦ સુધી તેમણે એક હથુ વેપાર કર્યો પણ તેમનામાં રાજકિય બળ અને સ્વાત્મ લક્ષણની ખામી હતી, તેથી ઉલટું તેઓ ભટકતા અને ધર્માંધ યોદ્ધા હતા, તેઓ મૂર્તિ પૂજકોને દુશ્મન ગણતા હતા. વીગેરેથી તેઓ રાજ્યસ્થાપન કરી શક્યા નહીં. તોપણ હાલ તેમનાં દીવ, દમણ, ને ગોવા છે. તેનો વિસ્તાર અને વસ્તી પ્રકરણ બીજામાં છે.

પ્ર૦ હિંદના પોર્તુગીસની રીતી કેવી છે?

ઉ૦ તેઓ ફીરંગીના નામથી ઓળખાય છે. રોમન ક્યાથોલિક ધર્મ પાળે છે. યુરોપિઅનોના નામ ધારણ કરેછે. વર્ણ, ભાષા, રહેણીમાં દેશીઓને મળતા છે.

પ્ર૦ પોર્તુગીસ વેપારીઓની સત્તા તોડનાર કોણ હતા?

ઉ૦ વલંદા.

પ્ર૦ વલંદાઓએ હિંદની શોધ માટે શું પ્રયત્ન કર્યો, ને તેનું પરિણામ શું થયું?

ઉ૦ પ્રથમ યુરોપ અને એશિઆના ઉત્તર કાંઠાને માર્ગે વિલિઅમ બેરેન્ટસે પ્રયત્ન કર્યો તે નિષ્ફળ થયો. પણ ઈ. સ. ૧૫૯૬માં કોર્નિલીઅસ હોટમાને કેપઓફગુડહોપને રસ્તે થઈ સુમાત્રા અને બંતામ આવ્યો.

પ્ર૦ આ સફરનું પરિણામ શું થયું?

ઉ૦ પૂર્વ દેશો સાથે વેપાર ચલાવવા ઘણી કંપનીઓ ઉભી થઈ પણ છેવટ સન. ૧૬૦૨માં એ બધીઓ એકઠી કરી "ડચઈસ્ટ ઈંડિઆ કંપની" નામ આપ્યું. તેણે પોર્તુગીસ અને ઈંગ્રેજોની સ્પર્ધામાં વેપાર અને સત્તા ચલાવવા માંડી. અને આમ્બોયનામાં રાજધાની કરી. પણ પાછળથી ઈ. સ. ૧૬૧૯માં જાવા તથા બતેવીઆ વસાવી રાજધાનીનું શેહેર તે રાખ્યું.

પ્ર૦ વલંદા લોકો પોર્તુગીસ અને ઈંગ્રેજો સાથે સ્વધર્મમાં કેમ વર્ત્યા ને તેનું પરિણામ શું થયું?

ઉ૦ પૂર્વ તરફના સાંકડા દરિઆમાં વલંદા અને અંગ્રેજ વચ્ચે ખુનરેજી લડાઈ ચાલી, સન ૧૬૨૩માં અમ્બોઈનામાં સ્મરણીય કતલ વલંદાઓએ કરી ત્યારથી અંગ્રેજો તે ભાગ મૂકી દેઈ હિંદમાં આવ્યા. પોર્તુગીસોને ધીમે ધીમે સંસ્થાનોમાંથી વલંદાએ હાંકી કાઢ્યા. સન ૧૬૩૫માં ફોર્મોસા લીધો. ૧૬૪૦માં મલાકા લીધો. ૧૬૫૨માં પોલકોલુમાં વખાર બાંધી. ૧૬૬૪માં મલબાર કાંઠાનાં પોર્તુગીસ થાણાં ખુંચી લીધાં. સન ૧૬૬૯માં સેંટથોમી અને

મકાસરમાંથી પોર્તુગીસને હાંકી કાઢ્યા. એ રીતે સત્તરમાં સૈકા-
માં વલંદા લોકોએ સર્વોપરી સત્તા બતાવી.

પ્ર૦ વલંદાઓની સર્વોપરી સત્તા કેમ તુટી, ને તેની હીંદમાં હાલ કાંઈ
નિશાની છે ?

ઉ૦ એમણે પ્રતીસ્પર્ધિ વેપારીઓ ઉપર જુલમ કર્યા અને સહવાસ-
માં આવેલા દેશીઓમાં સુધારો દાખલ કર્યો નહિ તે વીગેરે કા-
રણોથી તથા કલાઈવ જેવા શુરવીર સરદારને હાથે ચીનસૂરા-
માં લાજ લગાડે એવા કોલકરાર કરવા પડ્યા. ત્યારથી તેમની
સત્તા તુટતી ચાલી અને સન ૧૭૯૩થી ૧૮૧૧ સુધીના વિગ્રહો-
માં તેમનાં ઘણાંખરાં સંસ્થાનો લઈ લીધાં. હાલ ચીનસૂરા, ને
ગાપટન, અને જાફરાપટન વીગેરેમાંનાં તેમનાં કોતરણી કામો
વિચીત્ર મકાનો, અને પાણીની નેહરોથી નેધરલાંડની રચના યાદ
આવેછે.

પ્ર૦ ક્યા ઈંગ્રેજોએ હીંદનો રસ્તો શોધી કાઢવા પ્રયત્ન કર્યો છે ?

ઉ૦ સાતમા હેન્રિ રાજાએ જોનકાબેટને વાવ્ય તરફને રસ્તે થઈ હીં-
દમાં જવાનો માર્ગ શોધવા સનંદ આપી, પણ તેમાં ફતેહ ન
પામતાં ન્યુફૌન્ડલાંદ બેટ હાથ લાગ્યો—સરહ્યુ વીલીબ્સે ઉત્તરનો
રસ્તો ખોળી કાઢવા પ્રયત્ન કર્યો પણ ઘણું દુઃખ પામી મરણ પામ્યો.

પ્ર૦ ક્યા ઈંગ્રેજો હિંદમાં પહેલ વહેલા આવેલા જણાય છે ?

ઉ૦ ઈ. સ. ૧૭૫૯માં ટામ્સ સ્ટીવન્સ આવ્યો હતો. ઈ. સ. ૧૫૮૩
માં રાલ્ફફિચ, જેમ્સન્યુબેરી, અને લીડર્સ એ ત્રણ વેપારીઓ
આવ્યા હતા. અદેખા પોર્તુગીસે તેમને ગોવામાં કેદ નાંખ્યા.
છેવટે ન્યુબેરીએ ગોવામાં દુકાન માંડી, લીડર્સ મોગલ પાદશાહની
નોકરીમાં રહ્યો. અને ફીચ રઝળી રખડી છેવટ ઈંગ્લાંડ ગયો.

પ્ર૦ ઈંગ્રેજલોકને દરિઆઈ સાહસિક કરવાનું ઉત્તેજન કેમ મળ્યું?

ઉ૦ સન ૧૮૫૮ માં સ્પેન અને પોર્તુગાલના સંયુક્ત રાજ્યના અજીત
આરમેડાને તેમણે હરાવ્યું. ત્યારથી તથા ૧૫૯૬ માં કોર્નિલિયસ
હૌટમાન વલંદો દક્ષિણને રસ્તે થઈ પૂર્વના સમુદ્રમાં પહોચ્યાની
હકીકત જણાવાથી, વળી વલંદા વેપારીઓએ મરીનો ભાવ શેરે

દોઢ રૂપીઆ હતો તેને બદલે રૂ ૩-૪ કરી નાંખ્યો, તેથી હિંદજોડે પરભારેયો વ્યાપારનો લાભ લેવા તેમની લાગણીઓ ઉશ્કેરાઈ.

પ્ર૦ હિંદ સાથે પરભાર્યો વ્યાપાર ચલાવવા સારૂ શી ગોઠવણ કરી?

ઉ૦ સન ૧૬૦૦ ના ડીસેંબરની ૩૧ મી તારીખે ઇંગ્લીશ ઈસ્ટઈન્ડીઆ કંપની રાજ્ય લેખથી સનંદી મંડળી થઈ. પછી એર લંડનની કંપની ઊભી થઈ તે બંને વચ્ચે કેટલાક વખત સુધી ચડસા ચડસી ચાલી, છેવટે બંનેએ પરસ્પર નુકશાન સમજવાથી સન ૧૭૦૯ માં બંને જોડાઈ ગઈ. અને તેનું નામ "ઈસ્ટઈન્ડીસ જોડે વ્યાપાર કરનારી ઇંગ્લાંડના વેપારીઓની સંયુક્ત મંડળી" એ નામ પડ્યું.

પ્ર૦ ઇંગ્લીશ કંપનીએ પોતાની પેહેલ વહેલી સફરમાં શું કર્યું?

ઉ૦ ઈ. સ. ૧૬૦૨ માં કમાંન લાંકાસ્ટરે સચીનના રાજા સાથે વેપાર ચાલુ કર્યો, બંતામમાં કોઠી ઘાલી, અને પ્રિઆમાન, બંડા, આમ્બોયના, અને પુલોવેમાંથી તેજાના ભરી લઈ જતા હતા. આ વખતે અદેખા પોર્તુગીસોએ તેમને પશ્ચિમ કાંઠે પેસવા દીધા નહીં, તોપણ સન ૧૬૧૧ માં સેહનરી મીડલ્ટને ખંભાતના બંદરમાંથી માલ ભર્યો. અને વળી સન ૧૬૧૫ માં સુઆલી આગળ કપ્તાન બેસ્ટે ચારવાર પોર્તુગીસોને હરાવ્યા હતા. એજ વર્ષમાં પેહેલા જેમ્સે સરટામસરોને જાહાંગીરના દરબારમાં એલચી તરીકે મોકલ્યો હતો. તે ઈંગ્રેજોના વ્યાપારને લાભકારી માગણીઓ કબૂલ કરવામાં ફતેહ પામ્યો હતો.

પ્ર૦ સન ૧૬૨૩ ની આમ્બોઈનાની કતલવિશે શું જાણો છો?

ઉ૦ પૂર્વ સમુદ્રના વેપારોમાં ઈંગ્રેજો ઉપર વલંદાને દ્વેશ હતો. તેથી તેમણે ૯ ઈંગ્રેજ અને એક પોર્તુગીસ સહીત એક ઈંગ્રેજી સરદારને કેદ પકડ્યો. અને તેના ઉપર ખોટો આરોપ સાબીત કરી તેમને ફાંસી દીધા. આથી ઈંગ્રેજોના મન ઉપર સજ્જડ છાપ પડી રહી. આ બાબત કમીશન નિમાયું તેમાં ઠરાવ થયો કે વલંદાઓએ મરનારેના વારસોને ૩૬૧૫૦ રૂપીઆ આપવા. પછી ઈંગ્રેજોએ તેજાનાના બેટ છોડી હિંદમાં આવ્યા.

પ્ર૦ ઈંગ્રેજોએ હિંદમાં પ્રથમ કયાં કયાં થાણાં કર્યાં ?

ઉ૦ ઈ. સન ૧૬૨૬ માં આરગામમાં.—ઈ. સન ૧૬૩૨ માં ગોલ્કોંડાના સુલતાનના ફરમાનથી મછલીપટણમાં કોઠી ઘાલી.—સન ૧૬૩૮ માં ચંદ્રગીરીના રાજા કનેથી મદ્રાસ (ચીનાપટન)નું સ્તર સ્થળ ખરીદ કરી ફોર્ટસેંટજોર્જનો કીલ્લો બાંધી પેહેલ વહેલું મુલકી સંસ્થાન મદ્રાસ વસાવ્યું, તે બેંતાનના તાબામાં હતું પણ ઈ. સન ૧૬૫૩ માં સ્વતંત્ર ઇલાકો બન્યું.

પ્ર૦ પશ્ચિમ કીનારે ઈંગ્રેજોનાં કયાં કયાં થાણાં બન્યાં. ?

ઉ૦ ઈ. સન ૧૬૧૫ માં સુરતમાં કોઠી ઘાલેલી હતી, તે તેની આડત ખંભાત, ઘોઘા, અમદાવાદ જોડે ચાલતી હતી. પછી મરેઠાઓથી નિર્ભય રેહેવાના હેતુથી માચ્છીઓનું વસેલું, ખરાબ હવાવાળુ ( મુંબાઈ ) હતું ત્યાં કોઠી ઘાલી.

પ્ર૦ મુંબાઇમાં પ્રથમ કોઠી શી રીતે ઘાલી.?

ઉ૦ ઈ. સ. ૧૬૬૧ માં પ્રગાનઝાની શાહજાદી કાથેરાઇનનાં લગ્ન ઇંગ્લાંડના બીજા ચાર્લસ રાજા જોડ થયાં તેમાં પેહેરામણીમાં એ બેટ ચાર્લસને મળ્યો હતો. તે ઈ. સન ૧૬૬૮ માં ચાર્લસે દર વરસે રૂ૧૦૦) માટે કંપનીને આપ્યો તેથી કંપનીએ સુરતમાંથી કોઠી ખસેડી મુંબાઇમાં ઇ. સન ૧૬૮૭ માં આણી.

પ્ર૦ બંગાળામાં ઈંગ્રેજોનાં કયાં થાણાં પ્રથમ હતાં?

ઉ૦ ઈ. સન ૧૬૨૦ સુધી આગ્રા, અજમેર, અને પટણામાં સુરતની શાખા હતી પછી ઇ. સન ૧૬૩૪ માં મોગલપાદશાહે બંગાળામાં વેપાર કરવાની છૂટ આપી, તેથી હુંગલી અને બાલાસોરમાં કોઠી ઘાલી. પછી ઈ. સ. ૧૭૦૦ માં કલકત્તાની આશપાશની જગા સુટાનટી, કલીકટા, અને ગોવીંદપૂરા ઔરંગજેબના દીકરા પાસેથી વેચાતી લેઈ ત્યાં ફોર્ટસેંટ વિલીઅમ નામે કીલ્લો બાંધ્યો.

પ્ર૦ ઈંગ્લિશ કંપનીએ પોતાની સ્થિતી દ્રઢ કરવાને મુલ્કી સત્તા ક્યારે સ્થાપી અને તેનો અધિકારી કોણ નીમ્યો ?

ઉ૦ ઈ. સ. ૧૬૮૯ માં સ્થાપી અને તેનો ઉપરી સરજૉનચાઇલ્ડને હિંદનો ગવર્નર જનરલ નીમ્યો.

પ્ર૦ ફ્રેન્ચ લોકે પેહેલી કંપની ક્યારે સ્થાપી, અને તેનું પરિણામ શું થયું ?

ઉ૦ ઈ. સન ૧૬૦૪ માં પેહેલી કંપની સ્થપાઈ, અને તેનો ઉચ્છેદ ઈ. સ. ૧૬૯૬ માં નાસનલ એસેમ્બ્લીએ કર્યો.

પ્ર૦ ફ્રેન્ચ લોકોએ પોતાનું થાણું ક્યાં અને ક્યારે સ્થાપ્યું ?

ઉ૦ ઈ. સ. ૧૬૭૪ માં મદ્રાસની દક્ષિણે પોંદીચેરીમાં.



## प्रकरण १३ मुं.

### हिंदमां ब्रिटिश राज्यनी स्थापना इ. स. १७४६ थी १८०५ सुधी.

પ્ર૦ હિંદના બ્રિટિશ ગવર્નરો કયા કયા થયા અને તેમની આબાની સાલવારી કહો ?

ઉ૦ ઈ. સ. ૧૭૫૮ માં લોર્ડ ક્લાઇવ ૧ લો ગવર્નર.

ઈ. સ. ૧૭૬૭ માં હેરી વેરેલ્સ્ત.

ઈ. સ. ૧૭૬૯ માં જાનકાર્ટીયર.

ઈ. સ. ૧૭૭૨ માં વારનહેસ્ટિંગ્સ ૧લો ગવરનર જનરલ ૧૭૭૪.

ઈ. સ. ૧૭૮૫ માં સરજાન મેક્ફર્સન ( કામચલાઉ. )

ઈ. સ. ૧૭૮૬ માં માર્કિવસઑવકાર્નવાલીસ.

ઈ. સ. ૧૭૯૩ માં સરજાનશૉર (લાર્ડતિગમથ).

ઈ. સ. ૧૭૯૮ માં સરએલ્યુર્ડ ક્લાર્ક (કામ ચલાઉ.)

ઈ. સ. ૧૭૯૮ માં લાર્ડ માર્નિંગ્ટન.

ઈ. સ. ૧૮૦૫ માં માર્કિવસઑવ કાર્નવાલીસ.

ઈ. સ. ૧૮૦૫ માં શરજ્યાર્જબાલો. (કામચલાઉ.)

ઈ. સ. ૧૮૦૬ માં અર્લઑવ મિંટો.

ઈ. સ. ૧૮૧૫ માં અર્લઑવ મોયિરા.

ઈ. સ. ૧૮૨૩ માં અર્લઆમ્હર્સ્ટ.

ઈ. સ. ૧૮૨૩ માં જાન આડમ.

ઈ. સ. ૧૮૨૮ માં લાર્ડ વિલિયમ કેવેંડિશબટિંક.

ઈ. સ. ૧૮૩૫ માં સરચાર્લ્સમેટ્કાફ. (કામચલાઉ).

ઈ. સ. ૧૮૩૬ માં લોર્ડઑકલાન્ડ.

ઈ. સ. ૧૮૪૨ માં અર્લઑવએલિનબરો.
ઈ. સ. ૧૮૪૪ માં વાઇકાઊંટહાર્ડિંગ.
ઈ. સ. ૧૮૪૮ માં અર્લઑવડલહાઉઝી.
ઈ. સ. ૧૮૫૬ માં અર્લકેનિંગ.

પ્ર૦ બાદશાહતને તાબે હિંદ થયા પછી કયા કયા ગવર્નરો થયા ?

ઉ૦ ઈ. સ. ૧૮૫૮ અર્લકેનિંગ.
ઈ. સ. ૧૮૬૨ અર્લઑવએલ્ગિ-ટન.
ઈ. સ. ૧૮૬૪ સરજાનલોરેન્સ.
ઈ. સ. ૧૮૬૯ અર્લઑવમેયા.
ઈ. સ. ૧૮૭૨ અર્લઑવનૉર્થબ્રુક.
ઈ. સ. ૧૮૭૬ અર્લઑવલિટન.
ઈ. સ. ૧૮૮૦ માર્ક્વિસઑવરિપન.

પ્ર૦ ઈ. સ. ૧૭૦૭ માં આલમગીરના મુઆ પછી દક્ષિણ હિંદની રાજ્ય રચના કેવા પ્રકારની ચાલતી હતી ?

ઉ૦ આગળ કહ્યા પ્રમાણે દક્ષિણ હિંદનો મોટો ભાગ નિજામઉલ મુલ્કે છૂટો પાડ્યો હતો. તેમાં નીચે પ્રમાણે રાજ્ય સ્વતંત્રતા ભોગવતાં હતાં.

(૧) નિજામઉલ મુલ્ક હૈદરાબાદમાં ગાદી કરી આખા દક્ષિણમાં નામનો અધિકાર ચલાવતો હતો.

(૨) આર્કટનો નવાબ નિજામના નાયબ તરીકે અમલ કરતો, અને તે વંશપરંપરા રાજ્ય કરવાનો દાવો કરતો હતો.

(૩) ત્રિચિનોપલીમાં કોઈ હિંદુ રાજાની રાજધાની હતી.

(૪) તાંજોરમાં હિંદુરાજ શિવાજીના ભાઈનો કોઈ અધમ થઈ ગએલો વંશજ હતો.

(૫) મ્હેસૂરમાં હિંદુ રાજ્ય વૃદ્ધી પામતી સ્થિતીમાં હતું.

(૬) પાલેગારકે નાયક જમીદારોનું.

પ્ર૦ આ અરસામાં દક્ષિણ હિંદમાં કયા યૂરોપી લોકો વેપાર ચલાવતા હતા ?

ઉ૦ ફ્રેન્ચ અને ઈંગ્રેજો સ્પર્દ્ધા અને ભૂમી લોભ વિના જોડાજોડ રહી વેપાર ચલાવતા હતા.

પ્ર૦ એ બંને પ્રજાઓમાં વિગ્રહ થવાનું કારણ શું ?

ઉ૦ એ વખતે યૂરોપખંડમાં (ઈ. સ. ૧૭૪૮ માં) એ બંને પ્રજાઓ વચ્ચે લડાઈ ચાલતી હતી તેથી.

પ્ર૦ એ બે પ્રજાએ તે લડાઇનો ઉપયોગ હિંદમાં કેવી રીતે કર્યો ?

ઉ૦ એક ઈંગ્રેજી નૌકા સૈન્ય કોરોમાંડલ કિનારે પ્રથમ આવ્યું, પણ ફ્રેન્ચ ગવર્નરે ડુપ્લીએ ડહાપણથી આર્કાટના નવાબને નજરાણું આપી ઝગડો બંધ રખાવ્યો. પછી ઈ. સ. ૧૭૪૬ માં ફ્રેન્ચ સરદાર લાબુર્દોનના હાથ નીચે એક લશ્કર આવી પહોચ્યું, તેણે એકદમ મદ્રાસ લીધું. તેથી અંદરના ઈંગ્રેજો ફોર્ટસેંત ડેવીદના ગઢમાં નાસી ગયા, તેમાં કલાઇવ પણ હતો. આ રાજ્યનિતી વિરૂદ્ધ બનાવથી નવાબને ખોટું લાગ્યું, તેથી દશહજાર માણસ સાથે ફ્રેન્ચોને હાંકી કાઢવા ગયો. પણ હાર્યો. ઈંગ્રેજોએ પણ એક નૌકાસૈન્ય ઈ. સન ૧૭૪૮ માં બારકોવેટના ઉપરીપણા નીચે પાંડીચેરી મોકલ્યું. વળી મેજર લાૅરેન્સને ભૂમી ફોજ આપી મોકલ્યો. આ બધા હલ્લા ફ્રેન્ચોએ પાછા વાળ્યા. પણ એક સલાહ શેપલના કરાર પ્રમાણે મદ્રાસ ઈંગ્રેજોને પાછું મળ્યૂં. આ ઈંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે પેહેલો વિગ્રહ થયો.

પ્ર૦ ફ્રેન્ચ અને ઈંગ્રેજ વચે બીજો વિગ્રહ થવાનું કારણ શું. ?

ઉ૦ પેહેલા વિગ્રહમાં ફ્રેન્ચો ફતેહ પામ્યા, તેથી ડુપ્લેના મનમાં ફ્રેન્ચ પાદશાહત સ્થાપવાનો લોભ થયો. એ ઈચ્છા પાર પાડવાને હૈદરાબાદ અને આર્કાટની રાજગાદીની તકરારોમાં ફ્રેન્ચો એક એક દાવેદારનો પક્ષ પકડી તેમને ગાદીએ બેસાડ્યા. આર્કાટની ગાદીનો બીજો દાવેદાર મહમદઅલી (વાલાજાહ) નો પક્ષ ઈંગ્રેજોએ પકડ્યો તેથી બીજો વિગ્રહ ઉત્પન્ન થયો.

પ્ર૦ આ વિગ્રહનું પરિણામ શું થયું. ?

ઉ૦ કલાઇવે પોતાની જાતિ અક્કલની ચતુરાઇથી આર્કાટ લીધું. (સન ૧૭૫૧) અને પોતાના આશ્રીત મહમદઅલીને ગાદીએ બેસાડી આર્કાટનો બચાવ કર્યો. પછી થોડે વખતે કલાઈવ વિલાયત ગયો. આથી મદ્રાસ કાંઠે ઇંગ્રેજોની સત્તા પ્રબળ થઈ. પણ અંદરના ભાગમાં તથા ઉત્તરે સરકારમાં ફ્રેન્ચોની સત્તા હતી.

પ્ર૦ ફ્રેન્ચ સત્તાની હિંદમાંથી કેમ અને કેવી રીતે પડતી થઈ. ?

ઉ૦ ફ્રેન્ચ સરદારે લાલી અને અંગ્રેજી સરદાર કર્નલકુટ વચ્ચે વાંદીવાશમાં લડાઈ થઈ ત્યારથી. ત્યાર પછી સન ૧૭૬૧ માં પોંદી-

ચેરીને ઘેરો ઘાલી તે લીધું. પછી જીંજીગઢ જીત્યું. એ રીતે દરેક ભાગ એક પછી એક ઈંગ્રેજોએ ફ્રેન્ચનો જીતી લીધો. અને એથી ફ્રેન્ચ લોકોની પાદશાહતની આશા ભંગ પડી. આ વિગ્રહનો સઘળો હેવાલ "ઓર્મ" નામના ઇતિહાસ કર્તાએ લખ્યોછે.

પ્ર૦ આ વખતે બંગાળાનો નવાબ કોણ હતું ?

ઉ૦ અલીવર્દિખાનના મુઆ પછી તેનો પૌત્ર સિરાજ ઉદ-દૌલા ઈ.સન ૧૭૫૬માં નવાબ થયો હતો.

પ્ર૦ સિરાજ ઊદ—દૌલા અને ઈંગ્રેજો વચ્ચે વિગ્રહ થવાનું કારણ શું? અને તેનું પરિણામ શું થયું?

ઉ૦ નવાબના કુટુંબનો કોઈ માણસ તેના ગુસ્સાથી બચવાને કલકત્તામાં જઈ ભરાયો હતો, તેથી સન ૧૭૫૬માં નવાબ લશ્કર લેઈ ત્યાં ગયો. એટલે ઘણા ઈંગ્રેજો નાશી ગયા; અને તેમાંના ૧૪૬ પકડાયા તેમને નવાબે ૧૮ ચોરસફુટ લશ્કરી કેદખાનાની કોટડીમાં ગાંધ્યા, કે જેમાંના માત્ર ૨૩ બીજે દીવસે જીવતા નિકળ્યા.

આ સમાચાર મદ્રાસ પહોંચતાંજ વિલાયતથી પાછો આવેલો કલાઇવ અને વૉટ્સન સાહેબ (દરિઆઈ લશ્કરનો ઉપરી) બંને ગંગાના મૂખ ભણી ચાલ્યા. અને સેહેજ લડાઈથી કલકત્તા પાછું લીધું. પછી કંપનાને બધા હક તથા થએલા નુકશાનનો બદલો મળે એ રીતે કરાર કરી લીધો.

પ્ર૦ આ પછીની પ્લાસીની લડાઈ વિશે શું જાણોછો ?

ઉ૦ યુરોપમાં ફ્રેન્ચ અને ઈંગ્રેજો વચ્ચે ફરીથી લડાઈ જાગવાથી, કલાઇવે ફ્રેન્ચોનું ચંદ્રનગર જીતી લીધું. પોતાના મુલકમાંથી અલગ રેહેવાનો નિયમ તોડવાને લીધે નવાબને ગુસ્સો થયો, તેથી તે ફ્રેન્ચોના પક્ષમાં ભળ્યો. આ લાગ જોઈ કલાઇવે નવાબની ગાદીનો બીજો દાવેદાર મીરજાફરને ઉભો કરી કલકત્તાની ઉતરે આવેલા પ્લાશીના રણમાં સન ૧૭૫૭ માં ૧૦૦૦ યુરોપીઅન, ૨૦૦૦ દેશી સિપાઈઓ, અને ૮ તોપો સાથે સામો થયો. આ લડાઈમાં નવાબનું લશ્કર ૩૫,૦૦૦ પ્યાદળ, ૧૫૦૦૦ ઘોડેસ્વાર અને ૫૦ તોપો હતી. પણ તે હાર્યો. કારણ કે ઈંગ્રેજો કરોડા

આડે ઝાડોની ઘટામાં હતા. વળી નવાબનું લશ્કર રાંધવા ખાવામાં હતું તે વખત એચીતા ઈંગ્રેજો નવાબના લશ્કર ઉપર તૂટી પડ્યા. આથી નવાબના લશ્કરમાં ઘભરાટ પેદા થયો, અને ભંગાણ પડયું. મીરજાફરને અત્યાર સુધી ઢચુપચુ મનથી વેગળો બેશી રહ્યો હતો, તેને મોગલ પાદશાહનું ફરમાન મેળવીને મુર્શીદાબાદની ગાદીએ બેસાડ્યો.

પ્ર૦ મીરજાફરને ગાદી મળવામાં તેને શું ખરચ થયો છે?

ઉ૦ નીચે પ્રમાણે રકમ ખરચ થઈ છે.

| | | |
|---|---|---|
| કંપનીના નુકશાન બદલ ... ... ... ... | | રૂ. ૧૦૦૦૦૦૦૦ |
| કલકત્તામાં વસનારા ઈંગ્રેજોને સારૂ. ... ... | | રૂ. ૫૦૦૦૦૦૦ |
| ,, ,, હિંદુઓને સારૂ. ... ... | | રૂ. ૨૦૦૦૦૦૦ |
| ,, ,, આર્મિનીઅનોને સારૂ. .. | | રૂ. ૧૦૦૦૦૦૦ |
| ,, ,, નૌકાસૈન્યવાળાને સારૂ ... | | રૂ. ૨૫૦૦૦૦૦ |
| ,, ,, ભૂમીફોજને માટે. ... ... | | રૂ. ૨૫૦૦૦૦૦ |
| મી. ડ્રેક ગવર્નરને ... ... ... | રૂ. ૨૮૦૦૦૦ | |
| કર્નલ ક્લાઇવને. ...... | ૩૨૮૦૦૦૦ | |
| મી. બેકરને. ... ... | ૩૨૪૦૦૦૦ | |
| મી. વૉટ્સનને... ... | ૩૨૪૦૦૦૦ | |
| મેજર કીલપાટ્રીક. ... | ૩૨૪૦૦૦૦ | |

ઉપર પ્રમાણે બંગાળાની તીજોરીમાં નાણાં ન હોવાથી નીમે ભાગથી સંતોષ માનવો પડ્યો. તેમાં પણ ત્રીજા ભાગના દાગીના હતા.—વળી એજ વખતે કલકત્તાની આશપાશની ચોવીશપ્રગણાંને નામે ઓળખાતી ૮૮૨ ચોરસ માઇલ જમીન (ક્લાઇવની જાગીર)ની જમીનદારી નવાબે કંપનીને આપી.

પ્ર૦ ડાઇરેકટરની કોર્ટે ક્લાઇવને ગવર્નર કેમ નિમ્યો.?

ઉ૦ દિલ્હિના શાહજાદો આલમ અફગાન અને મરેઠાની મદદથી તથા અયોધ્યાના નવાબ વજીરઅલ્લીની સહાયતાથી બંગાળા પ્રાંતપર દાવો કરવા લાગ્યો હતો. તેથી તથા ફ્રેન્ચ સરદાર લાલી

અને ખુશી મદ્રાસના ઈંગ્રેજોને ઝાંખા પાડતા હતા. તે કારણથી ક્લાઇવ એમને પુરો પડશે એમ જાણી ગવર્નરે નીમ્યો.

પ્ર૦ તે બંને કામમાં ક્લાઇવે શું કર્યું ?

ઉ૦ શાહાજાદાએ પટણાને ઘેરો ઘાલ્યો હતો તેને ધન આપી મનાવવાનું મન મીરજાફરનું હતું. પણ ક્લાઇવે ૪૫૦ યુરોપીઅન તથા ૨૫૦૦ દેશી સિપાઇઓ સાથે પટણાની મદદે ગયો. એટલે તે ઘેરો ઉઠ્યો. વળી કર્નલ ફોર્ડની સરદારી નીચે એક ફોજ દક્ષિણમાં મોકલી. તણે મછલીપટણ લેઈ ઉત્તરે સરકાર અને હૈદરાબાદમાં પોતાની સત્તા સ્થાપી. તથા વલંદાને હરાવી ચીનસૂરા લીધું. આ કૃત્ય કરી ક્લાઇવ વિલાયત ગયો છે.

પ્ર૦ ઈ.સન ૧૭૬૦ થી ૬૫ સુધીમાં ક્લાઇવની ગેરહાજરીના વખતમાં બંગાળામાં શો બનાવ બન્યો.

ઉ૦ ઈ. સન ૧૭૬૧માં મીરજાફરને ગાદીએથી ઉઠાડી તેના જમાઈ મીરકાસીમને બેસાડ્યો. અને તેના બદલ ખાનગી બક્ષીસો ઉપરાંત બર્દવાન, મેદનીપૂર, અને ચિત્તગોંગ લીધાં. વળી મીરકાસીમને કાઢ્યો, એ રીતે બંગાળાનો રાજ્યાધિકાર કલકત્તાની કોન્સિલને બે વખત વેચવાની તક લીધી.

પ્ર૦ મીરકાસીમ અને ઇંગ્રેજો વચ્ચે અણબનાવ થવાનું કારણ શું ?

ઉ૦ એણે ઈંગ્રેજોથી સ્વતંત્ર રહેવાના ઇરાદાથી રાજગાદી પટણામાંથી મોંગીરમાં આણી. તથા નવાં હથિઆર, અને કવાયદી લશ્કર તૈયાર કરવા માંડ્યું. અયોધ્યાના નવાબ જોડે એકો કર્યો. અને જકાત તથા નાકાં ઉપર લેવાતા હાંસલ બાબત દેશી અને કંપનીના નોકરો વચ્ચેના ભેદની તકરાર થતી હતી. તેનો નિવેડો લાવવાનું બહાનું કાઢી નાકાં ઉઠાડી મૂક્યાં. આ તકરારનો અંત ન આવવાથી નવાબના અમલદારોએ ઈંગ્રેજની હોડીઓ ઉપર ગોળીઓ મારી. આથી લાગલોજ આખા બંગાળામાં વિગ્રહ ચાલ્યો. પટણામાં ૨૦૦૦ સિપાઇઓને માર્યા અને ૨૦૦ ઈંગ્રેજોને મુસલમાનોએ કતલ કર્યા.

પ્ર૦ આ બળવાનો અંત શી રીતે આવ્યો ?

ઉ૦ મેજર આદમ્સે મીરકાસીમને ઘેરિઆ, અને ઉધાનાળા આગળ હરાવ્યો. તેથી તે અયોધ્યાના નવાબ વજીરને મળ્યો. તેણે તેને ઈંગ્રેજોને સ્વાધીન ન કરતાં નવાબ તથા દિલ્હીનો પાદશાહ શાહ-આલમ બંને એકઠા થઈ ત્રણે જણે પટણાને ઘેરો ઘાલ્યો. તેમાં હાર્યા, તેથી બકસર આગળ મૂકામ કર્યો. આ જગોએ સન ૧૭૬૪ માં તેમણે મેજર મનરોના હાથથી સજ્જડ હાર ખાધી. તેથી અયોધ્યાનું રાજ ઈંગ્રેજના પગતળે આવ્યું; અને શાહઆલમ અરજદાર થયો.

આ હંગામામાં ઈંગ્રેજી ફોજમાં દેશી પલટણે બળવો કર્યો હતો, તે મનરો સાહેબે ૨૦ જણને તોપે બાંધી ઉડાવી અને ચતુરાઈથી બંડ સમાવ્યું હતું.

પ્ર૦ ક્લાઈવે બીજીવાર વિલાયતથી આવી શું કર્યું ?

ઉ૦ (૧) બંગાળાની દીવાની મેળવી, (૨) નોકરોના પગારની વ્યવસ્થા કરી.

પ્ર૦ બંગાળાની દીવાની શી રીતે મેળવી ?

ઉ૦ એ સન ૧૭૬૫ માં અલ્લાહાબાદ ગયો. અને અયોધ્યાના નવાબ પાસેથી લડાઈના ખર્ચને પેટે ૫૦ લાખ રૂપીઆ લેઈ રાજ્ય તેને પાછું સોંપ્યું. દોઆબ સુબ્હાં કોરા, અને અલ્લાહાબાદ શાહ-આલમને દીધા. અને બંગાળા, બહાર, તથા ઓરિસ્સાની દીવાનીનો હક અને ઉત્તરે સરકારની જમાબંધીનો અધિકાર ઈંગ્રેજોને બાદશાહે આપ્યો. તેથી ફોજદારી નવાબના હાથમાં અને વસુલાત (દીવાની) ઈંગ્રેજોને આવી. તેમાં બંગાળાની ખંડણી બદલ પાદશાહને ૩૦ લાખ રૂપીઆ આપવાનો ઠરાવ થયો. એ રીતે બંગાળાની દીવાની કંપનીને પ્રાપ્ત થઈ.

પ્ર૦ ક્લાઈવે નોકરોની વ્યવસ્થા શી રીતે કરી ?

ઉ૦ કંપનીના નોકરોને કાયદાસર પગાર જુજ હોવાથી, તેઓને ખાનગી વેપાર કરવાની, દેશી રાજાઓ પાસેથી બક્ષીસો (નજરાણાં) લેવાની રજા હતી પણ ક્લાઈવે મીઠાના ઈજારાની ઉપજમાંથી તેમના પગારોમાં વ્યાજબી વધારો કર્યો. અને ખાનગી વેપાર

તથા નજરાણાં લેવાની મના કરી. તેથી ૨૦૦ લશ્કરી અમલદારોએ બળવો કર્યો, તે તેણે ચતુરાઈ અને ધમકીથી સમાવ્યો. પછી તે ઇ. સ. ૧૭૬૭ માં વિલાયત ગયો, તે ફરીને આવ્યોજ નહીં.

પ્ર૦ ક્લાઈવ ગયા પછી બંગાળામાં શું આફત આવી?

ઉ૦ ઇ. સ. ૧૭૭૦માં દુકાળ પડ્યો. ને તેથી⅓ વસ્તીનો ભાગ મરણ પામ્યો.

પ્ર૦ કલાઈવ પછી કોણ ગવર્નર થયું?

ઉ૦ ઇ. સન ૧૭૭૨ માં વૉરન હેસ્ટિંગ્સ નીમાયો.

પ્ર૦ હેસ્ટિંગ્સે ડાઇરેકટરોનો હુકમ અમલમાં લાવવા પ્રથમ શું કર્યું?

ઉ૦ તીજોરી મુર્શિદાબાદમાંથી ખસેડી કલકત્તામાં આણી. વળી વસુલાતની કચેરીનું કામ દેશીઓ કરતા હતા, તેને બદલે કલેકટરના ઇલિકાબથી યૂરોપિઅનો રાખ્યા.

પ્ર૦ ઈંગ્લાંડથી ધનની માગણી ડાઇરેકટર કોર્ટ કરતી હતી તે વૉરન હેસ્ટીંગ્સે શી રીતે પૂરી પાડી?

ઉ૦ ધન મેળવવા તેણે નીચે પ્રમાણે કામો કર્યાં.

(૧) મુર્શિદાબાદના નવાબને મળતા પેનશનમાંથી સોળ લાખ રૂપીઆ ઓછા કર્યા.

(૨) બંગાળાની દીવાની કંપનીને મળી તે વખત ૩૦ લાખ રૂપીઆ પાદશાહને આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો બાદશાહ મરાઠાના કબજામાં ભરાવાથી તે ખંડણી આપવી બંધ કરી.

(૩) ક્લાઇવે કોરા, તથા અયોધ્યા પ્રાંત બાદશાહને આપ્યા હતા, તે પાદશાહ મરાઠાના સ્વાધીનમાં ગયો, ત્યારે તેણે મરેઠાને આપ્યા. હેસ્ટિંગ્સે વિચાર્યું કે હવે એ પ્રાંતોપર પાદશાહની સત્તા નથી, માટે ઇ. સ. ૧૭૭૩ માં અયોધ્યાના નવાબને વેચ્યા. આથી ૫૦ લાખ રૂપીઆ ફોજના ખરચના બચ્યા. અને ૫૦ લાખ વેચાણ કીમતના ઉપજ્યા.—પાછળથી આ પ્રાંતોમાંથી રોહીલા પઠાણોનો કબજો છોડાવવા અયોધ્યાનો નવાબ લડ્યો તેમાં ઇંગ્રેજોએ નવાબને મદદ કરી. રોહીલાને કચડી માર્યા.

(૪) કાશીનો રાજા ચૈયતસિંહ ઇંગ્રેજોની રખેવાળીમાં ધનવાન થયો હતો. તેની પાસે ફોજના ખરચમાં મદદ કરવાને નાણાં

માગ્યાં. રાજાએ તે આપવાની ના પાડી. તેથી "દુશ્મનો સાથે" તમે "પત્ર વ્યવહાર રાખોછો" એવું આળ ચડાવી કેદ કર્યા. રાજાએ નાશી જઇ ફિતૂર મચાવનારની સરદારી લીધી. તેથી તેને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજાને વધારે ખંડણી ભરવાનું કબુલ કરાવી ગાદીએ બેસાડ્યો.

(૫) અયોધ્યાની બેગમોએ ચૈયતસિંહને મદદ કર્યાનું બહાનું કાઢી તેમના ઉપર જૂલમ કરી દશલાખ રૂપીઆ પડાવ્યા.

પ્ર૦ આ કામો કરવા બાબત હેસ્ટિંગ્સને શું હરકત પડી?

ઉ૦ વિલાયતમાં હાઉસ ઓફ્ કોમન્સે ઈ. સ. ૧૭૮૮ થી ૧૭૯૫ સુધી તેના ઉપર તજવીજ ચલાવી, તેમાં તે નિર્દોષ ઠરવાથી છોડી મૂક્યો. પણ પોતાનો બચાવ કરવાના ખરચમાં તે પાયમાલ થઇગયો

પ્ર૦ રેગ્યુલેટિંગ આક્ટ ક્યારે અમલમાં આવ્યો?

ઉ૦ ઈ. સ. ૧૭૭૩ માં હેસ્ટિંગ્સ સન ૧૭૭૨ થી ૭૪ સુધી ગવર્નર કહેવાતો, પણ સને ૧૭૭૪ થી ૮૫ સુધી હિંદનો ગવર્નર જનરલ કહેવાયો.

પ્ર૦ ઉત્તર હિંદમાં આ બનાવ બનતો હતો તેવારે દક્ષિણ હિંદમાં શા બનાવ બન્યા?

ઉ૦ પેહેલો મરેઠી વિગ્રહ અને બીજો મ્હેસૂરનો વિગ્રહ.

પ્ર૦ પેહેલા મરેઠી વિગ્રહનું વર્ણન કરો!

ઉ૦ મદ્રાસ અને બંગાળ સરકારે જેમ મુલકો મેળવ્યા, તેમ મુંબાઈ સરકારનું પણ મન લોભાયું. પુનાની ગાદીનો દાવેદાર ઉમેદવાર રઘુનાથરાવ ઈ. સ. ૧૭૭૫ માં મુંબાઈ સરકારને મળ્યો. અને પોતાને ગાદી મળે તો સાલ્સેટ, અને વસાઇ ઈંગ્રેજ સરકારને આપવાનો ઠરાવ સુરત મુકામે કર્યો. આથી પુનાના દરબારમાં પોતાનું ઉપરીપણું થશે. એમ જાણી મુંબાઇનું લશ્કર લડ્યું. તેમાં ઈંગ્રેજો હાર્યા. અને વારગામમાં મરાઠાને ફાવતા કોલકરાર કર્યા વૉરન હેસ્ટિંગ્સને ઉપરની વાત પસંદ નહોતી તોપણ લડાઈ જામેલી તેથી બંગાળાના તમામ લશ્કરની મદદ મોકલી. તેમાં કર્નલ ગોર્ડે જબરી કૂચ કરી ગૂજરાત પ્રાંત લીધો. તથા કપ્તાન પોફામે ગ્વા-

લીઅરગઢ જીત્યો. તેથી મુંબાઇના લશ્કરે મેળવેલી નામોશીનું સાટું ભાગ્યું. છેવટ ઈ. સ. ૧૭૮૨ માં સાલબાઈ ગામમાં કરારથયો તેમાં જેનું તેને પાછું આપવું ઠર્યું. ઈંગ્રેજને સાલ્સેટ અને ધારાપુરી તથા બીજા બે નાના બેટ મળ્યા. છેવટે રઘુનાથરાવને પેનશન આપી દુર રાખ્યો.

પ્ર૦ મ્હૈસૂરનો વિગ્રહ કેમ થયો ને તેનું શું થયું?

ઉ૦ મદ્રાસ સરકારની બે ફિકરી ચાલથી મ્હૈસૂર અને નિજામ સાથે દુશ્મનાઈ થઈ. આ બંનેના સંપમાં મરાઠા મળ્યા. પણ હેસ્ટિંગ્સની રાજ્ય ચતુરાઇએ તે બંનેને જૂદા પાડ્યા. તોપણ હૈદર એટલો કર્ણાટકના બ્રિટિશ મૂલકો ઉપર તૂટી પડ્યો અને પોલીલા આગળ કર્નલ બેલીની ટૂકડીને કાપી નાંખી. એમ કરતો કરતો છેક મદ્રાસના કિલ્લા સુધી આવ્યો. આ વખતે પણ બંગાળી લશ્કરે સારૂ નામ રાખ્યું. એ લડાઈ ખૂબ જોસબંધ ચાલી આખરે ઈ. સ. ૧૭૮૨ માં હૈદર મરણ પામ્યો. પછી ઈ. સ. ૧૭૮૪ માં ટીપૂ જોડે સલાહ થઈ. તેમાં એક બીજાનો જીતેલો મૂલક પાછો આપવો એમ ઠરાવ્યું.

પ્ર૦ વૉરન હેસ્ટિંગ્સ ક્યાં સુધી રહ્યો અને તેણે મુખ્ય કામ શું કર્યું?

ઉ૦ તે ઇ. સ. ૧૭૮૫ માં વિલાયત ગયો. ક્લાઇવ જેમ બંગાળામાં બ્રિટિશ રાજ્યનો પાયો નાંખ્યો તેમ હેસ્ટિંગ્સે બ્રિટિશ કારભારની રચના રચી. હિંદીરાજ્યના નોકરોની ગોઠવણ ફરી કરી. વસુલાત ખાતામાં સુધારો કર્યો. ઇનસાફની કોર્ટો સ્થાપી. પોલીસની યોજના કરી. એ કામો કરવામાં એનો અજીત ઉદ્યોગ માલુમ પડે છે.

પ્ર૦ વૉરન્‌હેસ્ટિંગ્સ પછી કોણ ગવર્નરજનલ થયું?

ઉ૦ લોર્ડ કૉર્નવાલીસ. ઈ. સ. ૧૭૮૬ થી ૧૭૯૨ સુધી. એના વચલા વખતમાં સીવીલ સરવન્ટ સરજાન માકફર્સને કામ ચલાવ્યું.

પ્ર૦ લોર્ડ કૉર્નવાલીસના વખતમાં શા શા મોટા બનાવ બન્યા?

ઉ૦ બે. (૧) બંગાળાની સ્થાઈ જમાંબંધી, (૨) મ્હૈસૂરનો બીજો વિગ્રહ.

પ્ર૦ બંગાળાની સ્થાઈ જમાબંધી શી રીતે ને ક્યારે બાંધી?

ઉ૦ ઈ. સ. ૧૭૮૯ થી ૯૧ સુધીમાં એ કામ પુરૂ કરયું. પાછલી સા-

લોમાં ભરણું થએલું તે ઉપરથી હવે પછીના વરસમાં આપવાની રકમ ઠરાવી. પ્રથમ દશ વર્ષને માટે ઠરાવ કર્યો. પણ પાછળથી સન ૧૭૯૩ માં તેને હમેશને માટે મુકરર કર્યો. એ ઉપજનો આંકડો ૨૬૮૦૦૯૮૯ શકાઈ રૂપીઆ હતો.

પ્ર૦ મ્હેસૂરના બીજી વિગ્રહ વિષે શું જાણોછો?

ઉ૦ આ વિગ્રહ ઈ. સ. ૧૭૯૦ થી ૯૨ સુધી ચાલ્યો. તેમાં લોર્ડ કૉર્નવાલીસ પંડે લશ્કરનો સેનાપતી બન્યો. અને એવા દબદબાથી ચડ્યો કે ઔરંગજેબની મોગલાઈ સ્વારીઓ જેવો જણાયો. મરાઠા અને નિજામે મદદ આપી શ્રીરંગપટણને ઘેરી લેતાં ટીપુ તાબે થયો. એ લડાઇમાં સલાહ થઈ તેમાં ખરચને પેટે ૩૦ લાખ પૌન્ડ આપવા પડ્યા. ટીપુનું અર્ધું રાજ્ય ઈંગ્રેજ, મરાઠા, અને નિજામે વહેંચી લીધું. આ વખતથી ટીપુના મનમાં દ્વેશાગ્નિ સળગતો રહ્યો.

પ્ર૦ લોર્ડ કૉર્નવાલીસ પછી કોણ ગવર્નર જનરલ થયું?

ઉ૦ ઈ. સ. ૧૭૯૩ થી ૧૭૯૮ સુધી સરજોન શોર (તેનમૌથ) આવ્યો. એના વખતમાં કાંઈ જાણવા જેવું કૃત્ય બન્યું નથી. તેની જગોએ લોર્ડ મૉર્નિંગ્ટન આવ્યો. (માર્કિવસ ઑફ વેલ્લેસ્લે એ નામથી ઓળખાય છે.

પ્ર૦ મૉર્નિંગ્ટનના મનની ધારણાઓ શી હતી?

ઉ૦ હિંદ દ્વીપકલ્પની સર્વોત્તમ રાજ્યસત્તા ઈંગ્રેજ સરકારના હાથમાં લેવી, એ હતી. એની દીર્ઘ દૃષ્ટીનો સદુદ્યોગ તે સમયથી ખીલવા માંડીને કૈસરેહિંદના પદથી પરિપૂર્ણતાએ પહોંચ્યો છે.

પ્ર૦ અયોધ્યાના નવાબ જોડે એના વખતમાં શું વીજી બની?

ઉ૦ અયોધ્યાના નવાબ વજીરે બ્રિટિશ સરકારની સહાયતાને માટે જે રકમ આપવી કરેલી તે નહીં ભરાયાથી ઈ. સ. ૧૮૦૧ માં લખનોર મુકામના કરાર પ્રમાણે દોઆબ પ્રાંત અને રોહીલખંડ ઈંગ્રેજોને આપ્યા.

પ્ર૦ હૈદ્રાબાદના નિજામ સાથે એણે ક્યારે અને શું શું કરાર કર્યા?

ઉ૦ ખબરદારી ભરેલી યુક્તી વાપરી નિજામ સાથે કરાર કરાવી લઈ

તેને મીત્ર કરી લીધો. એમાં એવો ઠરાવ કર્યો કે ઈંગ્રેજ સરકારની મંજુરી વિના કોઇ યુરોપીઅનને નોકરીમાં રાખવો નહીં. (આ કલમ ત્યારથી દરેક દેશીરાજ્યના કરારમાં દાખલ થઇ છે.)

પ્ર૦ મ્હૈસૂર જોડે ત્રીજો વિગ્રહ કેમ ઉત્પન્ન થયો ?

ઉ૦ ફ્રેન્ચ રાજ્ય જોડે ટીપુએ પત્રવ્યહવાર રાખ્યો હતો; અને પોતાના રાજ્યમાં સ્વતંત્રતાનું વૃક્ષ રોપી પ્રજા સત્તા રાજ્યમતથી એક મંડળી કરી તેનો સભાસદ બન્યો. ફ્રેન્ચ ફોજ ભેગી કરવા મોરીશીઅસનો વચલો ટાપૂ ધ્યાનમાં લીધો. આવી ફ્રેંન્ચ સાથે ખટપટ કરતો હતો, તે ખુલ્લી પડવાથી ગવર્નર જનરલે સન્નાહના કોલ કરાર પ્રમાણે સહાયભૂત ઈંગ્રેજી ફોજ રાખવા કહ્યું. તે ન માનવાથી આ ત્રીજા વિગ્રહનાં જાહેરનામાં ઇ. સ. ૧૭૯૬ માં નીકળ્યાં.

પ્ર૦ એ વિગ્રહનું પરિણામ કેવું નીવડ્યું ?

ઉ૦ બરાબર દેખરેખ રાખવા સારૂં લૉર્ડ વેહલેસ્લેય મોટા દબદબા સાથે મદ્રાસ આવ્યો, અને નિજામની મદદ કરનારી સૈન્યા સહિત ઈંગ્રેજી લશ્કર મ્હૈસૂરમાં પેઠું. વળી પશ્ચિમનાંથી બીજું લશ્કર પણ આવ્યું. ટીપુ રણક્ષેત્રમાંથી નિર્બળ અટકાવ કરી શ્રીરંગપટણમાં ભરાયો. ત્યાં ઈંગ્રેજોએ હલ્લો કરતાં ટીપુ બહાદુરીથી લડ્યો. અને રણમાં પડ્યો ઇ. સ. ૧૭૯૯. આ જીતથી દેશીઓના મન ઉપર ઈંગ્રેજી રાજ બળની ઘણી અસર થઈ. જનરલ હારિસનને અમરીપદ, અને વેલ્લેસ્લેને માર્કવિસ પદ મળ્યાં; અને ટીપુના રાજ્યમાંથી મ્હૈસૂરનું રાજ્ય હૈદરે પદભ્રષ્ટ કરેલા રાજાના વારસને આપ્યું. બાકીનો મૂલક ઈંગ્રેજ, મરાઠા, અને નિજામે વહેંચી લીધો. આર્કાટ, અને તંજોરનું રાજ્ય પણ ખાલસા કર્યું. અને ટીપુના દીકરાઓને પેનશન બાંધી આપી વેલુરમાં (પછી કલકત્તામાં) રાખ્યા. એ રીતે મદ્રાસ ઇલાકો બન્યો.

પ્ર૦ બીજો મરેઠાં વિગ્રહ કેમ ઉત્પન્ન થયો ?

ઉ૦ ટીપુના બંને વિગ્રહમાં મરાઠા તેના સાથી ગણાતા હતા, પણ તેઓ બરાબર મદદ કરતા નહીં. આ વખતે મરાઠાનાં શક્તિવાળાં રાજ્ય પાંચ હતાં. ( પુનામાં પેશ્વા ગૂજરાતમાં ગાયકવાડ,

ઈંદોરમાં હોલકર, ગ્વાલીઅરમાં સિંધીઆ, અને નાગપુરમાં ભોં-
સલે) તેમને જાળમાં લેવાનું મન વેલેસ્લેનું હતું.

બનાવ એવો બન્યો કે હોલકરે પુના ઉપર ચડાઈ કરવાથી પેશ્વા ઇ. સ. ૧૮૦૨માં ઈંગ્રેજી રાજ્યમાં નાશી આવ્યો, તે વખત વસાઈ મૂકામે સલાહ થઈ કે યૂરોપી કે દેશી કોઈ રાજ્ય જોડે વ્યવહાર રાખવો નહીં. અને સહાય ભુત લશ્કરના ખરચ બદલ મૂલક આપ્યો. આથી મુંબાઈ ઈલાકામાં ઈંગ્રેજોની મુલ્કી સત્તાનો વિસ્તાર થયો. પણ આ વાત નાગપૂરના રાજાએ અને સિંધીઆએ કબૂલ ન રાખી. તેથી બીજો મરાઠી વિગ્રહ ઉત્પન્ન થયો.

પ્ર૦ આ વિગ્રહ કયે પ્રકારે થયો અને તેનું પરિણામ શું થયું?

ઉ૦ આ વિગ્રહની લડાઈ હિંદની બીજી લડાઇઓ કરતાં પ્રતાપી હતી. લશ્કરના સેનાપતિ લોર્ડલેક, તથા આરથર વેલ્સની (ડ્યુક ઓફ વેલીંગ્ટન) હતા. વેલસ્લીએ દક્ષિણમાં આસ્સેય અને આર્ગામના સંગ્રામમાં નિર્ણયકારક જય મેળવ્યો અને અહમદનગર જીત્યું. ઉત્તરમાં લેક સાહેબે અલીગઢ અને લાસ્વારીમાં જય મેળવ્યો, અને દિલ્લી તથા આગ્રા જીત્યાં, સિંધીઆની ફ્રેન્ચ ફોજ વિખેરી નાંખી. ઈ. સ. ૧૮૦૩માં સિંધીઆ અને ભોંસલેએ સલાહનાં કહેણ મોકલ્યાં, અને સિંધીઆએ જમુનાંનો ઉત્તરનો મૂલક, ભોંસલા ઓરિસ્સા ઈંગ્રેજને આપ્યાં, અને વરાડ પ્રાંત નીજામે આપ્યાં તથા સિંધીઆના કબજામાં આંધળો દીલ્હીનો પાદશાહ હતો તે ઈંગ્રેજ સરકારને સોંપ્યો. હવે એકલો હોલકર રહ્યો તે માળવા અને રજપૂતાનામાં લૂંટ કરી લશ્કરનું ગૂજરાન ચલાવતો હતો. તેની સાથે વઢતાં મધ્ય હીંદમાં કર્નલ મોનસન આફત ભરેલી રીતે પાછો હઠ્યો, અને ભરતપૂરમાં લેક સાહેબ હાર્યો.

પ્ર૦ લોર્ડ વેલ્લેસ્લેય પોતાની ધારણા પાર પાડીને વિલાયત ગયો ત્યાર પછી કોણ ગવર્નર જનરલ થયું?

ઉ૦ લોર્ડ કૅર્નવાલીસ બીજીવાર ઈ. સ. ૧૮૦૫માં આવ્યો.

# प्रकरण १४ मुं.

## ब्रिटिश हिंदनुं सुदृढ थवुं.

પ્ર૦ લૉર્ડ કૉર્નવાલિસને કોર્ટ ઑફ ડાઇરેકટરે શું ઉપદેશ કર્યો હતો ?

ઉ૦ લૉર્ડ વેલ્લેસ્લેયનાં મોટાં કામોથી નાણાંની તાણ પડી હતી. માટે હર-કોઈ પ્રકારે દેશી રાજ્યો જોડે સલાહ કરવાનું ફરમાવ્યું હતું. પણ તે આવ્યા પછી દશ અઠવાડીઆમાં ગાઝીપૂરમાં મરણ પામ્યો.

પ્ર૦ લૉર્ડ કૉર્નવાલીસ પછી કોણ ગવર્નર જનરલ થયો ?

ઉ૦ કંપનીના મુલ્કી ખાતાનો (સિવિલસર્વિસમાંનો) સરજ્યોર્જ બાર્લો કામ ચલાઉ ગવર્નર જનરલ થયો.

પ્ર૦ સરજ્યોર્જ બાર્લોની કારકીર્દિ કેવી રીતે ગુજરી ?

ઉ૦ એ વખતે હોલકર વશ થયો નહોતો અને સિંધીઆ ફરી વિગ્રહ ઉઠાવવાની ધાસ્તી આપતો હતો. એ કામ ચલાઉ હોવાથી ઉપરીઓનો હુકમ અમલમાં આણ્યા વિના છુટકો નહોતો. તે હુકમને આધારે વર્તતાં બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ કમી થયું, દેશી રાજ્યો સાથે કરેલા કોલકરારો તોડીને તેમને તજ્યા તેથી તેઓ હોલકર અને સિંધીઆની દયાને આધીન થયા. ઈ. સ. ૧૮૦૬ માં વેલોરમાં બંડ થયું. તે સમાવ્યું તથાપિ આખા રાજ્યમાં ધાસ્તી પેઠી.

આવી નબળી કરકસરવાળી રાજ્યનીતિ હાનીકારક થઇ પડી. એટલામાં ઈ. સ. ૧૮૦૭માં રાજ્યની લગામ લૉર્ડમિન્ટોના હાથમાં આવી. તેણે વેલ્લેસ્લેયના જીતેલાં રાજ્યને સુદૃઢ કર્યું.

પ્ર૦ લૉર્ડ મિન્ટોના વખતમાં શું બનાવ બન્યો. ?

ઉ૦ એણે મોરિશિઅસનો કબજો કર્યો. તથા જાવા બેટ જીતી લધો પંજાબ, અફગાનીસ્તાન, અને ઈરાનમાં મેટકાફ, એલ્ફિન્સ્ટન, અને માલકમ એ ત્રણ વકીલોને અનુક્રમે મોકલ્યા હતા—એ રીતે ઈ. સ. ૧૮૧૩ સુધી એનો વખત ગયો.

પ્ર૦ લૉર્ડમિન્ટો પછી ગવર્નર જનરલ કોણ થયું. ?

ઉ૦ લૉર્ડમોયરા (પછાથી માર્કવીસ આફ હેસ્ટિંગ્સ) નિમાયો.

પ્ર૦ એના વખતમાં શા શા બનાવ બન્યા ?

ઉ૦ નેપાળના ગુરખા જોડે વિગ્રહ, પીંઢારાનો નાશ, અને મરાઠા જોડે છેલ્લો વિગ્રહ. એ ત્રણ મુખ્ય બનાવ બન્યા.

પ્ર૦ ગુરખા જોડે વિગ્રહ થવાનું કારણ શું. અને તેનું પરિણામ શું થયું. ?

ઉ૦ નેપાલના ગુર્ખા, હિંદુ રજપૂતો છે. એમણે ઈ. સ. ૧૭૬૭ થી લશ્કરી જાગીરોના પાયાપર રાજ્ય વ્યવસ્થા રચીને ખટમંડુની ખીણમાં રાજધાની કરી હતી. પછી પૂર્વમાં સિક્કિમ, પશ્ચિમમાં કમાઉન, અને દક્ષિણમાં ગંગાના પ્રદેશમાં તેઓ ત્રાસ દેતા હતા. ગંગાનો પ્રદેશ ઇંગ્રેજોના તાબામાં હોવાથી ઈ. સ. ૧૮૧૪ માં તેમના ઉપર સ્વારી કરી તેમાં ગોરખાના કુકરી નામના છરાએ બહુ હાની કરી, પણ ફરીથી જનરલ ઑકટર્લોનીએ તેમના એક પછી એક કિલ્લા લેવાથી તેઓએ સલાહનું કહેણ મોકલ્યું. સલાહમાંની કેટલીક સરતો તેમણે ના કબૂલ કરી તેથી ઈ. સ. ૧૮૧૫ માં એજ જનરલે પટણાથી ખટમંડુ સુધી ફરી કૂચ કરી; આથી તમામ શરતો તેઓ કબૂલ થયા. સેગાઉલી, મૂકામે કરાર કર્યા તેમાં નૈનીતાલ, મસુરી, અને સિમલા, ઇંગ્રેજ સરકારને મળ્યાં.

પ્ર૦ પીંઢારાઓની ઉત્પત્તિ, સ્થિતી, અને લય કેમ બન્યો. ?

ઉ૦ મુગલાઈ રાજ્ય ટૂટવાથી જે લશ્કરી માણસોને નોકરી ન મળી. તેમાંની પરચૂરણ જાતથી (એક જાત કે એક ધર્મ નહીં) આ-આ હિંદના બારવટીઆથી, અને તૂટી ફૂટી મરેઠા કે જાટ જા-તેથી પીંઢારાટોળી ઉત્પન્ન થઈ. તેમનું રહેઠાણ માળવામાં હતું; અને મધ્ય હિંદમાં લૂટો ચલાવતા હતા. તેમના સરદારો કરીમખાંન, ચીતૂ; અને અમીરખાંન, હતા. તેઓ મરાઠા સ-રદારો સાથે મેળાપનો નાતો રાખતા હતા. આ લોકોનો નાશ કરવા હેસ્ટિંગ્સ સાહેબે ઈ. સં. ૧૮૧૭ માં એક લાખ વીશ હ-જાર યોદ્ધાની સેના ભેગી કરી હતી, અને બંને પાસેથી તેમને વચ્ચે આંતરા લીધા. આથી અમીરખાને ટાંક સંસ્થાન કબજે

રાખવાની ખાતરીએ પોતાની ફોજને રજા આપી. બાકીનાં પીંઢારાનાં ટોળાંનો તેમના રહેઠાણ ઉપર નાશ કર્યો. કરીમખાંન શરણે આવ્યો, અને ચીતુ જંગલમાં નાશી ગયો, ત્યાં તેને વાઘે મારી નાંખ્યો.

પ્ર૦ છેલ્લો મરેઠી વિગ્રહ કેમ ઉભો થયો ને તેનું શું થયું.?

ઉ૦ બાજીરાવ પેશ્વાએ વસાઇના તહનામાંથી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું ત્યારથી ક્યારનોએ અકળાઇને બેશી રહ્યો હતો. તે તથા નાગપૂર અને ઇંદોરના મરાઠાઓ એકી વખતે ઇંગ્રેજી રાજ્ય સામે ઉઠ્યા, રેસીડેન્ટ એલ્ફિન્સ્ટન સાહેબને બાતમી મળવાથી યૂરોપી પલટણ મંગાવી હતી. બીજે દીવસે પેશ્વાએ રેસીડેન્સી બાળી. અને ખડકીપર હલ્લો કર્યો. પણ હાર્યો, એટલે રાજધાની છોડી નાશી ગયો. સીતાબલ્દીમાં ભોંસલે પણ એજરીતે હાર્યો. હોલકર માહિદપૂરમાં હાર્યો, એટલે ખુલ્લો પ્રતિરોધ સમાપ્ત થયો. તેથી પેશ્વાનો મૂલક ખાલસા કર્યો. જેથી હાલના મુંબાઈ ઈલાકા જેટલો ભાગ આ વખતે બન્યો; અને પીંઢારાનો મૂલક લીધો. તે વધતાં વધતાં હાલના મધ્યપ્રાંત થયા. પેશ્વા શરણે આવવાથી તેને ૮૦ લાખનું પેન્શન બાંધી આપી કાનપૂર પાસે બિથુરમાં રાખ્યો; અને શીવાજીના એક વંશજને સતારાની ગાદીએ બેસાડ્યો. એક બાળકને નાગપૂરની ગાદીએ બેસાડી ઇંગ્રેજોએ વાલીપણું રાખ્યું, હોલકરની ગાદીનું પણ તેમજ કર્યું.

પ્ર૦ એજ વખતે બીજો શું બનાવ બન્યો.

ઉ૦ રજપૂતાનાનાં રાજ્યો મંડળીક બન્યાં. આ રીતે હિંદમાં બ્રિટિશ રાજ્યની હદનો નકશો હેસ્ટિંગ્સ અને સરજોન માલકમે દોર્યો; પણ આ વાતની વડાઈ તે બંનેએ ન માનતાં મરાઠા, અને પીંઢારાથી ત્રાસ પામતી રૈયતને છૂટી કરી, સાંન્તી, અને રૂડા રાજ્ય બંદોબસ્તનું સુખ આપવું તેમાં વડાઇ માનતા હતા.

પ્ર૦ લોર્ડહેસ્ટિંગ્સ પછી કોણ ગવર્નરજનરલ થયું.?

ઉ૦ ઈ. સ. ૧૮૨૩ થી ૨૮ સુધી લોર્ડ ઍામ્હર્સ્ટ પણ એના આવતા સુધીમાં મી. આદમે તે હોદ્દાનું કામ ચલાવ્યું હતું.

પ્ર૦ ઍામ્હર્સ્ટના વખતમાં શું શું બનાવ બન્યા?

ઉ૦ બ્રહ્મી જોડે પેહેલો વિગ્રહ; અને ભરતપૂરની જીત.

પ્ર૦ બ્રહ્મીલોકો સાથે વિગ્રહ થવાનું કારણ ને તેનું પરિણામ શું ?

ઉ૦ આ વિગ્રહ ઈ. સ. ૧૮૨૪થી ઈ. સ. ૧૮૨૬ સુધી ચાલ્યો. એ વખતે બ્રહ્મદેશમાં બુદ્ધધર્મી આલોમ્પ્રાના વંશના રાજા રાજ કરતા હતા. આસામપ્રાંત સ્વતંત્ર હતો; બ્રહ્મીલોકે તે મૂલકપર ફરીવળી બંગાળાના બ્રિટિશ પ્રગણાગાં પગ પેસારો કર્યો. તેમને સલુકાઇનાં કહેણ મોકલ્યાં છતાં માન્યું નહીં, તેથી સન ૧૮૨૪માં વિગ્રહનું જાહેરનામું ઈંગ્રેજોએ બહાર પાડ્યું. અને તોપોવાળી એક લોડી બ્રહ્મપુત્રની વાટે આસામમાં મોકલી; બીજી ફોજ ચિત્તગોંગમાં થઈ આરાકાનમાં પેઠી; ત્રીજી બળવાન ફોજ પરભારી મદ્રાસથી ઇરાવતીના મૂખ પાસે ગઈ. બે વરસ વિગ્રહ ચાલ્યો, તેમાં ઈંગ્રેજ સરકારના મંદવાડથી વીશ હજાર માણસ મરી ગયાં, અને ચૌદ કરોડ રૂપૈઆ ખરચ થયો. પછી આવાના રાજાએ યાન્દાબુના કરારપર સહી કરી. તેમાં આસામ ઉપરનો તમામ દાવો બ્રહ્મીઓએ ઉઠાવી લીધો. આરાકાન અને તેના સરીમ પ્રાંતો ઈંગ્રજ સરકારે કબજે લીધા હતા તે ખાલસા થયા અને બ્રહ્મીરાજાને રંગુન સુધીનો ઇરાવતીનો પ્રદેશ રહ્યો.

પ્ર૦ ભરતપુર ક્યારે અને કેમ જીત્યું?

ઉ૦ ભરતપુર એ જાટ લોકોનો કિલ્લો તેના અજીતપણા વિશે હિંદુ લોકોના વિચારમાં જબરો ગણાતો હતો. લોડલેક ત્યાં ઇ. સ. ૧૮૦૫ માં હાર્યો હતો. તે સંસ્થાનમાં ગાદીને માટે તકરાર પડવાથી બ્રિટિશ સરકાર વચ્ચે પડી. સન ૧૮૨૭ માં લોડ કોમ્બર મિઅરે સુરંગ વડે માટીનો કોટ તોડી, અંદર પેસારો કરી તે જીતી લીધો.

પ્ર૦ લોડ ઍામ્હર્સ્ટ પછી ગવનરજનરલ કોણ નિમાયું ?

ઉ૦ વેલુરમાં બંડ થયું ત્યારે મદ્રાસનો ગવર્નર વિલ્લિઅમ બેન્ટિંક હતો તે સન ૧૮૨૮ માં ગવર્નર જનરલ નિમાયો.

પ્ર૦ લોડ વિલ્લિઅમ બેન્ટીકે શાં શાં કામ કર્યાં?

ઉ૦ વસુલાતમાં સુધારો કર્યો અફઘાની લડાઇનો ખરચ પૂરો પાડવા સારૂ સ્થાઈ ખરચમાંથી દોઢ કરોડ રૂપીઆ કમી કર્યા. માળવાના અફીણ ઉપર જકાત ઠરાવી—સતી થવાનો ચાલ બંધ કર્યો, જેથી હજારો સ્ત્રી હત્યાનો દોશ મટચો. અને તેના સહાય કરનારાઓને પણ ગુનેગાર ઠરાવાય એવો કાયદો ઠરાવ્યો. ફાંસીઆ, ઠગો કે જે દરવરશે હજારો જાત્રાળુને નિર્દય રીતે મારતા હતા, તેમને પકડી ધંધે વળગાડ્યા. આ કામમાં મેજર સ્લીમાને ઠીક ભાગ લીધો હતો. સિવીલ સર્વિસની નોકરીમાં દેશીઓને દાખલ થવાનો માર્ગ વધારે ખુલ્લો કર્યો.

પ્ર૦ બેન્ટિંકના વખતમાં ઐતિહાસિક બનાવો કયા કયા બન્યા છે ?

ઉ૦ ઈ. સ. ૧૮૩૩ માં કંપનીને બીજાં વીશ વરસની સનંદ મળી—ગવર્નર જનરલની કૉન્સિલમાં ચોથો મેંબર વધ્યો. મ્હૈસૂરના રાજ્ય પર જપ્તી મેલી, (તે ઈ. સ. ૧૮૮૧ સુધી કાયમ રાખી પછી વહીવટ રાજાને સોંપ્યો.) ઈ. સ. ૧૮૩૪ માં ખાલસા કર્યું.

પ્ર૦ વિલિઅમ બેન્ટિક ક્યારે ગયો ને પછી ગવર્નરજનરલનું કામ કોણે ચલાવ્યું.

ઉ૦ ઈ. સ. ૧૮૩૫ માં ગયો, ને તેની જગોએ કૉન્સિલના વડા મેમ્બર સરચાર્લસ મેટકાફે કામ ચલાવ્યું.

પ્ર૦ એના વખતમાં શા શા બનાવો બન્યા ?

ઉ૦ છાપખાનાઓને છુટ આપવાનો માજી ગવર્નરનો વિચાર હતો, તે એણે અમલમાં આણ્યો.

પ્ર૦ મેટકાફ પછી કોણ ગવનર જનરલ થયું ?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૩૬ માં લૉર્ડ ઑકલાંડ આવ્યો.

પ્ર૦ એના સમયમાં અફગાન વિગ્રહ વિશે શું બનાવ બન્યો?

ઉ૦ અહમદશાહ દુર્રાનીના વંશનો દોસ્તમહમદ કાબુલની ગાદીએ અમીરના ઇલકાબથી રાજ્ય કરતો હતો. તેના દરબારમાં ઑકલાંડે એક એલચી વેપારનો રસ્તો ખુલ્લો કરવાના કહેણ સારૂ મોકલ્યો. તેને અમીરે કહ્યું કે પેશાવર મને મળે તો હું તે પ્રમાણે કરવા ખુશી છું. આ વખતે રૂશનો એલચી પણ કાબૂલમાં આવ્યો હતો. અને તેમની શીખવણીથી ઇરાની લોકે હેરાતને ઘેરો

ઘાલ્યો હતો. દોસ્તમહમદની માગણી બર્ન્સ કબુલ કરી શક્યો નહીં માટે તે પાછો આવ્યો. આથી ઑકલાંડે કાબૂલની ગાદીનો બીજો ઉમેદવાર શાહસુજા કે જે ઈંગ્રેજોના આશ્રા નીચે હતો, તેને ઉભો કર્યો, અને તેને લેઈ સિંધને રસ્તે લશ્કર ચાલ્યું, તેણે કંદહાર અને ગીજની લીધાં, અને દોસ્તમહમદ નાઠો. શાહસુજાને ઈંગ્રેજોએ કાબૂલની ગાદીએ બેસાડ્યો. પછી એક બહાદુર જગડો દોસ્તમહમદ લડ્યો તેમાં હારીને શરણ થયો. ઈંગ્રેજોએ તેને કલકત્તામાં રાજ્યકેદી તરીકે રાખ્યો. આ વાત અફગાનોને નહીં ગમવાથી તેમણે કેદ થએલા અમીરના છોકરા અકબરખાનની સરદારી નીચે બંડ કર્યું. તેમાં કપ્તાન બર્ન્સ મરાયો અને મેકનૅાટનને વિશ્વાસઘાતથી માર્યો. તેથી બ્રિટિશ લશ્કર હિંદમાં પાછું આવવા નિકળ્યું, તે બધાંનો નાશ થતાં માત્ર ડાક્ટર બ્રાઇડોન જલાલાબાદમાં જનરલ સેલને આવી મળ્યો. આ સમાચાર કલકત્તે ગયાને એક મહિનો થયો એટલામાં લોર્ડ-એલનબરો આવ્યો.

પ્ર૦ આ લડાઈના સંબંધમાં લોર્ડ એલનબરોએ શું કર્યું?

ઉ૦ વેર લેવાનો વિચાર કરી જનરલ સેલની મદદે પોલોકને કાબૂલ જવા સુધી મોકલ્યો. અને જનરલ નૉટ પણ કંદહાર છોડી કાબુલ જવા નિકળ્યો. આ ત્રણે લશ્કરો કાબુલની ખરાબી કરીને પાછાં વળ્યાં.

પ્ર૦ એલનબરોના અમલમાં બીજાં શાં શાં કામ થયાં ?

ઉ૦ ઈ. સ. ૧૮૪૩ માં સર ચાર્લસ નેપીઅરે ૩૦૦૦ બ્રીટીશ ફોજ વડે મીઆની આગળ ૧૨૦૦૦ બલુચી સિપાઇઓને હરાવી, સિંધી પ્રાંત ત્યાંના અમીરો પાસેથી જીતી લેઈ ખાલસા કર્યા–ગ્વાલીઅરની ગાદી માટે વાંધો ઉઠવાથી પક્ષકારોએ લશ્કરનો વધારો કરેલો હતો, તેમણે હંગામો કર્યો. તે બેસાડી દેવા બ્રિટિશ લશ્કરે મહારાજપૂર, અને પનીઆર, આગળ લડાઈ કરી.

પ્ર૦ એલનબરો કયાં સુધી રહ્યો ને તેની જગોએ કોણ આવ્યું?

ઉ૦ આ ભ્રમીત મનોવૃત્તિવાળો ગવર્નર જનરલ ઈ. સ. ૧૩૪૨ થી ૧૮૪૪ સુધી રહ્યો. ને તેની જગોએ કસાએલો, શૂરવીર, (લીગ્ની

ના રણમાં એક હાથ કપાએલો) લોર્ડ હાર્ડીંગ આવ્યો.

પ્ર૦ એના વખતમાં પંજાબ પેહેલો શીખ વિગ્રહ કેમ ઉત્પન્ન થયો?

ઉ૦ ઈ. સ. ૧૮૩૯ માં પ્રતાપી પંજાબનો શીખરાજા રણજીતસિંહ મરી ગયા પછી એ રાજ્યમાં કુસંપ ચાલતો હતો. તેમાં જબરૂ બળ ખાલસા સૈન્યનું હતું. તેમણે પોતાની હદ ઓળંગી ઈંગ્રેજી મુલકપર આવવા માંડ્યું, તેમની પાસે ૬૦૦૦૦ યોદ્ધા ને ૧૫૦ તોપો હતી. તેની સામા હાર્ડીંગ પોતે તથા સરહ્યુગાફ લશ્કરો લ‍ઈ સરહદ ઉપર આવ્યા. અને મુડકી, ફીરોજ શહર, અલીવાલ, અને સોબ્રાન, આગળ લડાઈ થઈ, તે દરેકમાં ઈંગ્રેજોને હાની થઈ પણ છેલ્લી લડાઇના જયથી શીખ લશ્કર પાછુ કર્યું. લાહોર શરણ થયું પછી સલાહ થઈ તેમાં રણજીતસિંહના છોકરા ધુલીપસિંહને રાજા માન્યો. અને સતલજ તથા રાવી વચ્ચેનો દોઆબ પ્રાંત ઈંગ્રેજોએ ખાલસા કર્યો. તથા લાહોરમાં રેસિડેન્ટ રહે એવો ઠરાવ કર્યો.

પ્ર૦ સરહેન્રી હાર્ડીંગ પછી કોણ ગવર્નર જનરલ આવ્યો?

ઉ૦ ઈ. સ. ૧૮૪૮ માં લોર્ડ ડેલહૌસી.

પ્ર૦ એના વખતમાં ક્યાં ક્યાં સુધારાનાં કામો બન્યાં?

ઉ૦ સડકો અને નેહેરો બનાવવાની શરૂવાત સારૂ પબ્લીકવર્કસ ખાતુ સ્થાપ્યું. હિંદમાં સર્વથી મોટી ગંગાનદીની નેહેર ખુલ્લી થઇ હીંદી રેલવેનું ખાત મૂહુર્ત એણે કર્યું રાતા સમુદ્રને માર્ગે આગબોટ ચલાવીને ઈંગ્લાંડ જોડે વ્યવહાર ચલાવવામાં મદદ કરી ટપાલ ખાતામાં સસતા દરનું પોસ્ટેજ કરીને સુધાર્યું તથા તારખાતુ નવું દાખલ કર્યું. આવાં સારાં કૃત્યથી તેણે બ્રિટિશ હીંદનો ઘાટ ફેરવી નાંખ્યો.

પ્ર૦ આવાં સારાં કૃત્યો કર્યાં છતાં, તેના કરેલા ગુણ કેમ ભુલાયછે?

ઉ૦ દેશી રાજ્યોને ખાલસા કરવાની એની રાજનિતીને લીધે હીંદમાં બળવો ઉઠ્યો. તે યાદ કરતાં તેના કરેલા ગુણ ભુલી જવાય છે.

પ્ર૦ એના વખતમાં કયા કયા બનાવ બન્યા?

ઉ૦ બીજો શીખ વિગ્રહ, અને બીજો બ્રહ્મી વિગ્રહ ઉત્પન્ન થયો.

પ્ર૦ બીજા શિખ વિગ્રહ વિશે શું જાણોછો?

ઉ० શીખની ખાલસા ફોજે મૂલતાનમાં બે ઈંગ્રેજ અમલદારોને વિશ્વાસઘાત કરી મારી નાખ્યા. અને તેમનાં ધર્માંધપણાના ઉભરામાં આખા પંજાબમાં બંડ ઉઠ્યું. તે સમાવવા બ્રિટિશ રાજ્યે મહેનત કરતાં ઇ. સ. ૧૮૪૯ માં ચિલીઅન વાળાના રણમાં બ્રિટિશ લશ્કરના ૨૪૦૦ માણસનો ઘાણ વળ્યો. તેથી સરચાર્લસ નેપીઅરના ઉપરીપણા નીચે ઈંગ્લાંદથી આવેલું લશ્કર પંજાબના ઈંગ્રેજોની મદદે મોકલ્યું. તે દરમીઆન લોર્ડ ગાફ સાહેબે ગૂજરાતના સંગ્રામમાં શીખોને હરાવી તેમનો નાશ કરી ગએલી ઇજત સંપાદન કરી. આ વિગ્રહમાં અફગાનીસ્તાનના દોસ્તમહમદે શીખલોકોની સહાયતા કરી હતી, તેઓ પણ લાજ ખોઈ પાછા ગયા. પછી ઇ. સ. ૧૮૪૯ માં પંજાબ ખાલસા કર્યું, અને શીખ મહારાજા ધુલીપસિંહને ૫૮०००० રૂપીઆ પેન્શન બાંધી આપ્યું, જે હાલ ઈંગ્લાંદમાં રહે છે.

પ્ર० બીજા બ્રહ્મી વિગ્રહ વિશે શી હકીકત છે?

ઉ० રંગુનના યુરોપી વેપારી સાથે બ્રહ્મીલોકો માઠી વર્તણુંકથી વર્ત્યા. તેનો બંદોબસ્ત કરવા સારૂ જે અમલદાર બ્રહ્મીરાજાને કહેવા ગયો, તેનું અપમાન કર્યું. તેથી ઈ. સ. ૧૮૫૨ માં આ વિગ્રહ ઉઠ્યો. ઈંગ્રેજી ફોજે રંગુનથી પ્રોમ સુધીનો મુલક કબજે કર્યો. બ્રહ્મીરાજાએ કોલકરાર ઉપર સહી ન કરવાથી કબજે લીધેલા પ્રાંતને પેગુના નામથી આરાકાન, અને તેનાસરીમ જોડે જોડી દેઈ ખાલસા કર્યા. તે હાલ આબાદ સ્થિતીમાં આવી ગયોછે.

પ્ર० લોર્ડ ડેલહોસ્તએ ક્યાં કયાં રાજ્ય ખાલસા કર્યાં? તથા પેન્શનો આપવા બંધ પાડ્યાં?

ઉ० ઇ. સ. ૧૮૪૯ માં સતારાનો રાજા અપૂત્ર મરવાથી તે રાજ્ય ખાલસા કર્યું

ઈ. સ. ૧૮૫૨ માં ઝાંસીનું રાજ્ય સતારાની પેઠે ખાલસા કર્યું. ઈ. સ. ૧૮૫૩માં નાગપૂરનો ભોંસલા વંશનો રાજા અપૂત્ર મરવાથી તે રાજ્ય ખાલસા કર્યું. તેનો મધ્યપ્રાંત બન્યો. એની થડમાં નીજામ સરકારે પોતાના રક્ષણાર્થે રાખેલી ફોજનો ખરચ

બળવો સમ્યા પછી ઈ. સ. ૧૮૫૮માં કંપનીના હાથથી રાજ્ય કારભાર જઈને નવા કાયદા પ્રમાણે હિંદનો વહિવટ રાજ ગાદીના તાબામાં આવ્યો.



## प्रकरण १६ मुं.

### ब्रिटिश राज्यगादीनाताबामां हिंद.

પ્ર૦ હીંદનો વહીવટ રાજગાદીના તાબામાં મેલતી વખતના મહારાણીના ઢંઢેરામાં મુખ્ય શી હકીકત હતી.

ઉ૦ ગવર્નર જનરલને વૉઈસરાયનો નવો ઈલકાબ મળ્યો. મહારાણીના અમલની રાજનીતિના મુખ્ય આધાર તરીકે ધર્મ સંબંધી છુટ અને ન્યાયના નિયમો વાક ચતુરાઈ ભરેલાં વચનોમાં લખ્યા હતાં. બળવામાં પ્રત્યક્ષ ખુન કરનાર શિવાયના સર્વને માફી આપી હતી. હીંદના રાજાઓને દત્તપૂત્ર લેવાનો હક કાયમ રખ્યો હતો.

પ્ર૦ લોર્ડકાનિંગ પછી કોણ વૉઈસરૉય થયો ?

ઉ૦ લોર્ડ એલજીન આવ્યો તે થોડી મુદતમાં હિમાલય તરફના ભાગમાં મરણ પામવાથી તે જગાએ લોર્ડ લોરેન્સ ઈ. સ. ૧૮૬૪ માં આવ્યો.

પ્ર૦ લોર્ડ લોરેન્સના વખતમાં શું શું બનાવો બન્યા છે ?

ઉ૦ એના વખતમાં ભૂતાનનો વિગ્રહ દ્વારસ પરગણું ખાલસા થયું. સન. ૧૮૬૬ માં ઓઢીઆમાં અને ઈ.સ. ૧૮૬૯ માં ઉત્તર હિંદમાં દુકાળ પડ્યો.

પ્ર૦ લોર્ડ લોરેન્સ ક્યારે ગયો ને પછી કોણ વૉઇસરૉય થયું?

ઉ૦ ઈ. સ. ૧૮૬૯માં ગયો ને લોર્ડમેઓ વૉઈસરૉય થયો.

પ્ર૦ લોર્ડમેઓના વખતમાં શું બનાવ બન્યાં !

ઉ૦ અંબાલા દરબારનું કામ સારીતેરે પાર પડયું. શેરઅલીને અફગાનીસ્તાનનો અમીર સ્વિકાર્યો. ઈ. સ. ૧૮૬૯-૭૦માં નામદાર શાહજાદો ડ્યુકઑાવ એડીનબરો હિંદમાં આવ્યો. ખેતીવાડીનું

નવું ખાતું ઉઘાડ્યું. અને પ્રાંતવાર ઉપજ ખરચની પદ્ધતી દાખલ કરી. મીઠાપરની જકાતમાં સૂધારો કરવાનો પાયો નાંખ્યો. શીવાય પુષ્કળ રેલવે અને સડકો વધારી. પ્રાંતોની હાલત નજરે જોવાની ટેવમાં આન્દામાન ટાપૂમાં તે ગયો ત્યાં કોઈ દેશનીકાલ ભોગવતા ખુનીએ ઈ. સ. ૧૮૭૨ માં તેને મારી નાખ્યો.

પ્ર૦ લોર્ડ નોર્થબ્રુકના વખતમાં શા બનાવ બન્યા ?

ઉ૦ આ વૉઇસરૉય ઈ. સ. ૧૮૭૬ સુધી રહ્યો. ઈ. સ. ૧૮૭૪ માં નીચલા બંગાળમાં દુકાળ પડ્યો. તેમાં પીડાતાં માણસોને રાજ્ય તરફ મદદ આપવાની ગોઠવણ કરી ઈ. સ. ૧૮૭૫ માં વડોદરાના મલ્હારરાવ ગાયકવાડને તેના રાજ્યની અવ્યવસ્થાને લીધે, તથા બ્રિટિશ રેસિડેન્ટને ઝેર આપવાની કોશીશના અપવાદ બાબત પદભ્રષ્ટ કર્યો; અને મૂળ ગાયકવાડના કોઈ વંશજને ગાદીએ બેસાડ્યો. ઈ. સ. ૧૮૭૫–૭૬ માં નામદાર યુવરાજ પ્રીન્સઑફવેલ્સ હિંદની મુસાફરીએ આવ્યા.

પ્ર૦ લૉર્ડલિટનના વખતમાં શું બનાવ બન્યો. ?

ઉ૦ એ વૉઇસરૉય ઈ. સ. ૧૮૭૬ થી ૧૮૮૦ સુધી રહ્યો. એના વખતમાં ઈ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસમાં મહારાણીએ "કૈસરેહિંદ" નું પદ ધારણ કર્યાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. તેની દરબારની શોભા અપૂર્વ ઠાઠ માઠથી દિલ્હીમાં બની. એજ વરસમાં પેહેલાં કદી ઇતિહાસમાં નહીં નોંધાયલો એવો જબરો દુકાળ પડ્યો. આ ખાતે સરકારને ૧૧ કરોડ રૂપીઆ ખરચ થયો. તોપણ દુકાળથી તથા તે વડે ઉત્પન્ન થતા રોગોથી સાડી બાવન લાખ માણસ મરી ગયાં કહેવાય છે. આ શિવાય અફગાન મામલો ઈ. સ. ૧૮૭૮ માં જાગ્યો.

પ્ર૦ આ અફગાન વિગ્રહ કેમ બન્યો. ?

ઉ૦ અફગાન અમીર શેરઅલી રૂશની તરફેણમાં ભળી તેના વકીલોનો સતકાર કર્યો. તેથી બ્રિટિશ લશ્કરોએ ખૈબર, કુરમ, અને બોલન માર્ગે જઈ પહોંચતાં શેરઅલી તુર્કસ્તાનમાં નાશી ગયો. ત્યાં તે મરણ પમ્યો. તેના દીકરા યાકુબખાન સાથે ગંદમક

મુકામે સલાહ થયા પ્રમાણે અફગાન ભાગ તરફ બ્રિટિશ હદ વધી. તથા કાબૂલમાં બ્રિટિશ અમલદાર રાખવાની છૂટ થઈ થોડી મુદતમાં બ્રિટિશ રેસિડેન્ટ સરલુઈકાવાન્યારીને તેના રસાલા સુધાં અફગાનોએ માર્યા. તેથી બીજીવાર ફોજ મોકલી યાકુબખાંનને પકડી હિંદમાં લાવ્યા. તથા કાબૂલ અને કંદહાર કબજ કરી ત્યાં લશ્કર રાખ્યાં. તેને અફગાન જાતોએ સંકટમાં નાંખ્યાં. પણ સરફ્રેડરિક રૉબર્ટસે તેમને સજ્જડ હરાવ્યા ઈ.સ. ૧૮૭૮-૮૦.

પ્ર૦ લોર્ડલીટન પછી કોણ વૉઇસરૉય થયો ?

ઉ૦ લોર્ડરીપન સાહેબ આવ્યો.

પ્ર૦ એના વખતમાં કાબૂલના અધુરા મામલાનું શું થયું ?

ઉ૦ કંદહાર અને હેલ્મંડ નદી વચ્ચે ઈંગ્રેજી લશ્કરને આયુબખાંનના હેરાતી લશ્કરે હરાવ્યું, તેથી જનરલ સરફ્રેડરિક રૉબર્ટસને આયુબખાનના લશ્કરનો પૂર્ણ પરાભવ કરીને બદલો વાળ્યો. ને દોસ્તમહમદના કુળના અબદુલ રેહેમાનને ઈ. સ. ૧૮૮૦ માં કાબૂલનો કબજો સોંપી અમીર કબૂલ રાખ્યોછે. (સિવાય હિંદના લાભનાં ઘણાં કામ કરી મહારાજા રીપન અથાગ માન સાથે ઈ. સ. ૧૮૮૩ માં સ્વદેશ સિધાવ્યા. પછી હાલ લોર્ડડફરીન વૉઇસરૉય છે. )



# हिंदमांना दिल्हीपती राज्यकर्त्ताओनी राजावळी.

## (१०)* गुलामवंश इ. स. १२०६थी १२९० सुधी.

| નામ. | ગાદીએ બેઠો. | નામ. | ગાદીએ બેઠો. |
|---|---|---|---|
| કુતબુદ્દીન | ૧૨૦૬ | બેહેરામ | ૧૨૩૯ |
| આરામ | ૧૨૧૦ | મસુદ | ૧૨૪૧ |
| અલ્તમસ | ૧૨૧૧ | નાસુરૂદ્દીન | ૧૨૪૬ |
| રૂકનુદ્દીન | ૧૨૩૬ | બલબન | ૧૨૬૫ |
| રજીઆબેગમ | ૧૨૩૬ | કૈકુબાદ | ૧૨૮૭થી ૧૨૯૦. |

## (६) खीलजीवंश इ. स. १२९० थी १३२० सुधी.

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦ | ઉમર | ૧૩૧૫ |
| ઈબ્રાહીમ | ૧૨૯૫ | મુબારક | ૧૩૧૬ |
| અલાઉદ્દીન ખુની | ૧૨૯૫ | ખુશરૂ | ૧૩૨૦ |

## (२) तघलखवंश इ. स. १३२० थी १४१२ सुधी.

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદીન | ૧૩૨૦ | અબુબકર | ૧૩૮૯ |
| મહમદ | ૧૩૨૫ | નાસરૂદીન | ૧૩૮૯ |
| ફિરોજશાહ | ૧૩૫૧ | સિકંદર | ૧૩૯૨ |
| ગ્યાસુદીન બીજો | ૧૩૮૮ | મહમદ બીજો | ૧૩૯૨થી ૧૪૧૪. |

સરદારે દોલતખાં ઈ. સ. ૧૪૧૨ થી ૧૪૧૪.

## (४) सैयदवंश इ. स. १४१४ थी १४५० सुधी.

| | | | |
|---|---|---|---|
| સૈયદ ખીજરખાં | ૧૪૧૪ | સૈયદ મહમદ | ૧૪૩૩ |
| સૈયદ મૂબારક | ૧૪૨૧ | સૈયદ આલમ | ૧૪૪૩થી ૧૪૫૦. |

## (३) लोदीवंश इ. स. १४५० थी १५२६ सुधी.

| | | | |
|---|---|---|---|
| બહીલોલ લોદી | ૧૪૫૦ | ઈબ્રાહીમ લોદી | ૧૫૧૭થી ૧૫૨૬. |
| સિકંદર લોદી | ૧૪૮૮ | | |

## (३) शूरवंश इ. स. १५४० थी १५५६ सुधी.

| | | | |
|---|---|---|---|
| શેરખાં | ૧૫૪૦ | આદીલશાહ | ૧૫૫૩થી ૫૬ |
| સલ્તમશાહ | ૧૫૪૫ | | |

*આ નીશાની આગળ જે આંકડાછે તેટલા તે વંશના રાજા સમજવા.

## (१९) मोगलवंश इ. स. १५२६ थी १८५८ सुधी.

| | | | |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬ | ફરૂકશીઅર | ૧૭૧૩ |
| હુમાયુ | ૧૫૩૦ | મહંમદશાહ | ૧૭૧૯ |
| મહાન અકબર | ૧૫૫૬ | અહમદશાહ | ૧૭૪૮ |
| જહાંગીર | ૧૬૦૫ | બીજો આલમગીર | ૧૭૫૪ |
| શાહજહાં | ૧૬૨૭ | શાહઆલમ | ૧૭૫૯ |
| આલમગીર(ઔરંગઝેબ) | ૧૬૫૮ | બીજો અકબર | ૧૮૦૬ |
| બાહાદૂરશાહ | ૧૭૦૭ | મહમદ બાહાદૂરશાહ | ૧૮૩૭થી ૫૮. |
| જ્હાંનદારશાહ | ૧૭૧૨ | | |

## (९)सताराानो मराठावंश इ. स. १६६४ थी १८४८ सुधी.

| | | | |
|---|---|---|---|
| શીવાજી | ૧૬૬૪ | રામરાજા | ૧૭૪૮ |
| શંભાજી | ૧૬૮૦ | શાહુ બીજો | ૧૭૭૭ |
| રાજારામ | ૧૬૮૯ | પ્રતાપસિંહ(બાલાસાહેબ) | ૧૮૧૮ |
| શીવાજી બીજો | ૧૭૦૦ | શાહાજી (આપાસાહેબ) | ૧૮૪૦થી૧૮૪૮. |
| શાહુ | ૧૭૦૮ | | |

## (७)पेश्वानी वंशावळी इ. स. १७१४ थी १८१८ सुधी.

| | | | |
|---|---|---|---|
| બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪ | નારણરાવ | ૧૭૭૨ |
| બાજીરાવ બલ્લાલ | ૧૭૨૦ | સવાઈ માધવરાવ | ૧૭૭૪ |
| બાલાજી બીજો | ૧૭૪૦ | બાજીરાવ બીજો | ૧૭૯૫થી૧૮૧૮ |
| માધવરાવ | ૧૭૬૧ | | |

गवर्नरजरनलनी वंशावळी पृष्ट (९२)मां जओ.



## सलाहो ( तहनमां )

**મદ્રાસની સલાહ** (૧)—૧૭૫૪. (ફ્રેન્ચ અને ઈંગ્રેજની વચ્ચે.) એક બીજાનો લીધેલો મૂલક પાછો આપવો. દેશી રાજ્યોની ખટપટમાં પડવું નહીં. નીઝામ તથા નવાબને એક બીજાએ કબૂલ રાખવા.

**કલકત્તાની સલાહ** (૨)—૧૭૫૭— (સુરાજદોલા અને ક્લાઈવની વચ્ચે.) ઈંગ્રેજી માલનું દાણ લેવું નહીં. બંગાળાનાં થાણાં ઈંગ્રેજને સોંપવાં. કલકત્તાનો કીલ્લો બાંધવાની પરવાનગી આપવી.

**મદ્રાસની સલાહ** (૩)—૧૭૬૯— (હૈદર અને ઈંગ્રેજની વચ્ચે.) એક એકના લીધેલા મુલક પાછા આપવા.

**સુરતની સલાહ** (૪)—૧૭૭૫— (મુંબાઇ સરકાર અને રઘુનારાવની વચ્ચે.) (રઘુનાથરાવ મુંબાઈના ઈંગ્રેજો વચ્ચે.) સાષ્ટી અને તેની આસપાસના બેટોનો કબજો આપે, તો તેને "પૂના"ની ગાદી મેળવવા મદદ આપવી.

**પંઢરપુરની સલાહ** (૫)—૧૭૭૬— ઈંગ્રેજ અને પુનાની કોર્ટની વચ્ચે.) સાષ્ટી અને તેની આસપાસના બેટોનો કબજો ઈંગ્રેજોને કરવા દેતો, રાઘોબાને પડતો મૂકવો.

**વારગામની સલાહ** (૬)—૧૭૭૯— (ઈંગ્રેજ અને મરેઠાની વચ્ચે.) ઈંગ્રેજો સાષ્ટી અને તેના આસપાસના બેટોનો કબજો મૂકેતો, મુંબાઈ સહી સલામત જવા દેવા.

**સાલબાઈ તહનામું** (૭)--(૧૭૮૨)--(ઈંગ્રેજ અને પુનાની કોર્ટ વચ્ચે.) ઈંગ્રેજે મરેઠાના લીધેલો મુલક પાછો આપવો. અને ઈંગ્રેજ તથા પોર્ટુગીસ સિવાય બીજા કોઇને મરેઠી રાજ્યમાં પેશવા દેવા નહીં. ભરૂચ સિંધીઆને આપવું. રાઘોબાને પચાસ હજાર રૂપીઆ પેન્સન પેશ્વાએ આપવું. હૈદરજોડે લડવામાં ઈંગ્રેજોને મદદ કરવી.

**માંગલોર** ( )—૧૭૮૪— (ઈંગ્રેજ ને ટીપુનીવચ્ચે.) એક એકના પકડાએલા કેદીઓ છોડવા. અને લીધેલા મૂલક પાછા આપવા.

**બાંગલારની સલાહ** ( )—૧૭૯૨— (લોર્ડ કોર્નવાલીસ અને ટીપુની વચ્ચે.) લડાઇના ખર્ચને પેટે ત્રણ કરોડ ત્રીશલાખ રૂપીઆ ઈંગ્રેજોને આપવા. અને ટીપુનું અડધું રાજ્ય ઈંગ્રેજના સંપીલા રાજાઓને વેંચી આપવું. ને ટીપુના બે કુંવર ઈંગ્રેજની છાવણીમાં રહે.

**વસાઇનું તહનમું** ( )—૧૮૦૨—(ઈંગ્રેજ અને બાજીરાવની વચ્ચે.) બાજીરાવને પાછી ગાદી આપી ઈંગ્રેજી લશ્કર પુનામાં રાખવું ને તેના ખર્ચના (૨૬) લાખ રૂપીઆ પેશ્વા ઈંગ્રેજને આપે. સુ-

રત ઉપરથી દાવો ઊઠાવે. અને ઈંગ્રેજના મીત્ર થઈ રહેવું. તથા નિજામ તથા ગાયકવાડ વચ્ચે વાંધો પડેતો તેની પંચાત ઈંગ્રેજ કરે.

**દેવગામની સલાહ** ( )—૧૮૦૩—(ઈંગ્રેજ અને ભોંસલેની વચ્ચે.) કટક, બાલાસૂર, વર્ધા નદીનો પશ્ચિમ ભાગ અને કેટલોક મૂલક ઈંગ્રેજોને આપ્યો તથા તેમના પાડોશી સાથે વાંધો પડેતો તેની પંચાત ઈંગ્રેજે કરવી. અને ઈંગ્રેજના દુશ્મનની ફોજને પોતાના મુલકમાં રાખવી નહીં.

**સીરજી અંજેની સલાહ** ( )—૧૮૦૩—(ઈંગ્રેજ અને સિંધીઆની વચ્ચે.) સિંધીઆએ ગંગા જમુનાનો દોઆબપ્રાંત, જેપૂર, જોધપૂર, ગોહુદતો ઊત્તરભાગ, અહમદનગર, ભરૂચ, અંજઘાટ, અને ગોદાવરી વચ્ચેનો મુલક ઈંગ્રેજને આપવો. પેશ્વા સાથે વાંધો પડેતો તેની પંચાત ઈંગ્રેજે કરવી.

**દીઆગામનીસલાહ**( )—૧૮૦૫ (હોલકર અને ઈંગ્રેજની વચ્ચે.) ચંબલનદીની દક્ષિણનો, તથા તાંપીનદીની દક્ષિણનો દેશ ઈંગ્રેજે હોલકરને પાછો આપવો. ઈંગ્રેજ ઠરાવીઆપે તે રસ્તે પોતાના રાજ્યમાં જવું. રામપૂર, કોટા, ટાંક, વિગેરેનો મૂલક ઈંગ્રેજને આપવો. અને સિંધીઆ સરજે રાવઘાટ કેને પોતાના રાજમાં રાખવો નહીં.

**ખટમંડુની સલાહ**—૧૮૧૬(ગુરખાં અને ઈંગ્રેજની વચ્ચે.) કાલીનદીની પશ્ચિમના પ્રાંત જેના હોય તેને સોંપવા. સિકીમના રાજનો મૂલક પાછો આપવો, સરહદ પરનો સપાટ પ્રદેશ ઈંગ્રેજ સરકારને આપવો. ખટમંડુના દરબારમાં રેસીડેન્ટ રાખવો.

**પુનાની સલાહ**—૧૮૧૭(પેશ્વા અને ઈંગ્રેજની વચ્ચે.) સૈનના ખર્ચ માટે આગળ કરતાં વધારે મૂલક આપવો. બીજા રાજ્ય સાથે ઈંગ્રેજ મારફતે વેહેવાર ચલાવવો.

**મંડળેશ્વર**( )--૧૮૧૭( હોલકર અને ઈંગ્રેજની વચ્ચે. )ઈંગ્રેજી સૈન પોતાના રાજમાં રાખવું. સાતપૂડાની દક્ષિણનો મૂલક ઈંગ્રેજને આપવો બુંદી વિગેરે રજપૂત રાજ્યોપર દાવો ન રાખવો.

**ઈંદોરની સલાહ**—૧૮૧૮(બાજીરાવ અને ઈંગ્રેજની વચ્ચે.) બાજીરાવે પેશ્વાઈનો દાવો છોડી, બીઠુરમાં આઠલાખ રૂપીઆ પેન્શન

લઇને રેહેવું.પેશ્વાની જાગીરો રેહેવા દેવી. તથા ધર્માદા વરખાશન પણ ચાલું રાખવાં.

યાન્દોબાની સલાહ—૧૮૨૬(ઇંગ્રેજ અને બ્રહ્મી સરકારની વચ્ચે.) બ્રહ્મી સરકારે આસામ, આરાકાર, નિનાસરીમ, અને એક કરોડ રૂપીઆ ઇંગ્રેજને આપવા.

માટી વેરાઇની સલાહ—૧૮૩૮(ઇંગ્રેજ તથા શાહાસૂજા અને રણજીતસિંહની વચ્ચે) ઇંગ્રેજોએ શાહસૂજાને કાબુલની ગાદી પાછી આપવી.

ગ્વાલિઅરની સલાહ—૧૮૪૩—(સિંધીઆને ઇંગ્રેજની વચ્ચે.) ગ્માલીયરમાં રેશીડેન્ટના હાથ નીચે ઇંગ્રેજી સૈન રાખવું. રેશીડેન્ટની સલાહ પ્રમાણે પંચ કારભાર સિંધીઆએ ચલાવવો સિંધીઆની "મા" તારાબાઇને પેન્શન આપી દુર રાખવી.

લાહોરની સલાહ—૧૮૪૬—(ઇંગ્રેજ અને શીખની વચ્ચે.) લડાઈના ખરચને પેટે કાસ્મીર, હજારાપ્રાંત, સતલજ અને બીઆસ વચ્ચેનો દોઆબપ્રાંત આપવો. ધુલીપસિંહ મોટો થાય ત્યાં સુધી ઊમરાવોની સભા કામ ચલાવે, તથા બ્રિટિશ રેસિડેન્ટની આજ્ઞામાં રેહે. અને લાહોરમાં ઇંગ્રેજી લશ્કર રાખવું.

બ્રહ્મદેશની બીજી સંધી—૧૮૫૩—(ઇંગ્રેજ અને બ્રહ્મી રાજાની વચ્ચે) આગલી સંધી કબૂલ રાખી, વધારામાં ઇંગ્રેજોને પેગુ પ્રાંત આપ્યો.

ગંદામકની સલાહ—૧૮૭૯—(યાકુબખાન અને ઇંગ્રેજની વચ્ચે.) કાબુલ વિગેરે કેટલોક મૂલક ઇંગ્રેજને આપવો. કાબુલમાં રેસિડેન્ટ રાખી ઇંગ્રેજી લશ્કર રાખવું.

---

## रेग्युलेटिंग आक्ट. इ.स. १७७३ मां.

બંગાળા, મુંબાઈ, અને મદ્રાસનાં ગવર્નરોનો ઉપરી ગવર્નર જનરલ ઠરાવ્યો. ને તેને વરસે અઢીલાખ દરમાયો ઠરાવ્યો. અને એને કૌન્સિલનો કુલ અખત્યાર સોંપ્યો. કલકત્તામાં એક મુખ્ય ને બીજા ત્રણ ઉપન્યાયાધિશની સુપ્રીમકોર્ટ સ્થાપી, અને કંપનીના સ-

નંદને પેટે દરવરસે ૪૦ લાખ રૂપીઆ ઇંગ્લાંડની તિજોરીમાં ભરે એવી સરતે મુદત વધારી આપી.

## पीटनुं बील इ. स. १६८४ मां.

પીટ, નામના પ્રધાને એક કાયદો મંજૂર કરાવ્યો છે, તેનું નામ પીટનું બીલ. તેમાં ઠરાવ્યું છે કે, ઇસ્ટઈંડીઆ કંપનીના ડાયરેક્ટરોમાંથી ત્રણજણની એક ગુપ્ત મંડળી નીમવી. તેમને નામે કામ ચાલે. એ ત્રણને માથે ઈંગ્લાંડની સભામાંના છ મંત્રીની સભા બનાવી, તેમના હુકમ પ્રમાણે, કામ ચાલે. એ છમાં જે પ્રમુખ તે હિંદનો પ્રધાન ગણાય. કલકત્તાના ગવર્નર જનરલ ઇનિકૌન્સિલમાં ચારને ઠેકાણે ત્રણ મેંબર થયા. અને મુંબાઈ તથા મદ્રાસ ઈલાકાને માટે કૌન્સિલ ઠરાવી.

## फोक्सनुं बील.

ફોક્સ, એ એક ઇંગ્રેજી મુખ્ય વજીર હતો. તેણે કાયદો મંજુર કરાવા માટે ધારણા કરી, પણ તે ત્યાંના રાજાને પ્રથમ ઠીક લાગ્યો નહીં, પણ પછીથી ઈ. સ. ૧૮૫૮ માં એ બીલ પાસ થયું. તેથી હિંદનું તમામ રાજ્ય બ્રિટિશ રાજ્યસત્તા નીચે મૂકવામાં આવ્યુંછે. એ બીલમાં એ મતલબ હતી કે, કંપનીનો વહીવટ પાર્લામેન્ટે ઠરાવેલા અમલદારોને સોંપવો. અને વેપાર ડાયરેક્ટરોને હાથ સોંપવો.

# भरतखंडना इतिहासनी लडाईओ.

| સાલ | લડાઈનીજગા. | કોની કોની વચ્ચેં. | કોણ હાર્યું. |
|---|---|---|---|
| ઈ.સ.પુ ૫૦૦૦ | પાણીપતપેહેલી. | પાંડવ અને કૌરવ. | કૌરવ હાર્યો. |
| ઈ.સ.પુ ૩૨૭ | જેમલ. | સીકંદર તથા પોરવ વચ્ચે. | પોરવ હાર્યો. |
| ઈ. સ. ૧૦૨૪ | સોમનાથ. | મહમુદગીજનવી તથા ભીમ. | ભીમ હાર્યો. |
| ૧૧૯૩ | પાણીપત બીજી | મહમદઘોરી તથા પૃથુરાજ. | મહમદઘોરી હાર્યો. |
| ૧૧૯૧ | થાણેશ્વર. | મહમદઘોરી તથા પૃથુરાય. | પૃથુરાય હાર્યો. |
| ૧૨૯૩ | એલીચપૂર. | મુસલમાન તથા હિંદુ. | હિંદુ હાર્યા. |
| ૧૫૨૬ | પાણીપત ત્રીજી. | બાબર તથા ઈબ્રાહીમ. | ઈબ્રાહીમ હાર્યો. |

| | | | |
|---|---|---|---|
| ૧૫૨૭ | ફતેપુર શીક્રી. | બાબર અને મેવાડનો રાણો સંગ. | સંગ હાર્યો. |
| ૧૫૪૦ | કનોજ. | હુમાયું તથા શેરખાં | હુમાયું. હાર્યે. |
| ૧૫૫૬ | પાણીપત-૪ થી | હેમું તથા બેહેરામ. | હેમુ હાર્યે. |
| ૧૬૫૭ | કાશી. | દારા અને સુજા. | સુજાની હાર થઈ. |
| ૧૬૫૭ | આગ્રા. ૧ લી. | ઔરંગજેબ ને દારા. | દારા હાર્યો. |
| ૧૬૫૭ | ઉજ્જન. | મોરાદ ઔરંગજેબ ને જસવતસિંહ. | જસવતસિંહ હાર્યો. |
| ૧૬૫૯ | કજવા. | આલમગીર તથા સુજા. | સુજા હાર્યો. |
| ૧૭૧૩ | આગ્રા-૨ જી | જહાંદારશાહ તથા ફરોકસીર. | સાહની હાર. |
| ૧૭૨૦ | શાહપુર. | અબદલ્લા તથા નિજામ. | અબદુલ્લા હાર્યો. |
| ૧૭૨૪ | શક્કર. | નિજામઉલમુલ્ક તથા મુબારક | મુબારકખાં હાર્યો. |
| ૧૭૩૧ | વડોદરા. | બાજીરાવ તથા ધાબારી. | ધાબારી હાર્યો. |
| ૧૭૩૪ | ડભોઈ. | બાજીરાવ તથા ત્રીંબકરાવ, | ત્રીંબકરાવ હાર્યો. |
| ૧૭૩૮ | કર્નાલ. | મુગલાઈ ફોજ તથા નાદીરશા | મુગલાઈ ફોજ હારી |
| ૧૭૪૧ | અંબુર ૧ લી. | રાઘોજી.મોરારીરાવ,દોસ્તઅલી | દોસ્તઅલીરણમાંપ. |
| ૧૭૪૬ | મદ્રાસ. | ફ્રેન્ચ તથા કર્ણાટકનો નવાબ. | નવાબ રણમાં પડ્યો |
| ૧૭૪૮ | સરહીંદ. | મુગલો તથા અહમદશાહ. | અહમદશાહ હાર્યો. |
| ૧૭૫૦ | ત્રિચોનાપલ્લી. | મુજફ્ફરજંગ તથા નાશીરજંગ. | મુજફ્ફરજંગ હાર્યો. |
| ૧૭૫૦ | અંબુર ૨ જી. | ડુપ્લી ને અનવરૂદ્દીન. | અનવરૂદ્દીન હાર્યો. |
| ૧૭૫૧ | આર્કાટ. | કલેવ તથા રાજાસાહેબ. | રાજાસાહેબ હાર્યો. |
| ૧૭૫૨ | કાવેરીપાક. | કલેવ રાજાસાહેબ. તથા ફ્રેંચ. | ફ્રેંચ હાર્યો. |
| ૧૭૫૨ | બાહુર. | મેજરલારેન્સ તથા ફ્રેંચ. | ફ્રેંચ હાર્યો. |
| ૧૭૫૭ | પ્લાસી. | કલેવ તથા સુજાઉદદોલા. | સુજા-ઉદ.દોલાહાર્યો |
| ૧૭૫૯ | વાંદીવાસ. | ઈ. કુટ તથા લાલીબુસ્ત વચ્ચે | ફ્રેંચ હાર્યો. |
| ૧૭૫૯ | ચીન્સુરા. | ઇંગ્રેજ તથા વલંદા. | વલંદા હાર્યો. |
| ૧૭૬૦ | ઉદગીર. | મરેઠા તથા મુગલો. | મુગલાઈ ફોજહારી. |
| ૧૭૬૦ | પટણા ૧ લી. | ઈંગ્રેજ તથા મીરકાસમ. | મીરકાસમ હાર્યો. |
| ૧૭૬૧ | પાણીપત પામી. | મરેઠા તથા અફગાનો. | મરેઠાનો પરાજય. |
| ૧૭૬૧ | પાણીપત ૬ ઠી. | દુરાની તથા મરેઠા. | મરેઠા હાર્યો. |
| ૧૭૬૧ | પટણા ૨ જી. | ઈંગ્રેજે. મીરકાસમ-શાહઆલમ સુજા-ઉદ-દોલાને. | ઈંગ્રેજે હરાવ્યા. |
| ૧૭૬૩ | કતવા. | ઈંગ્રેજ ને મીરકાસમ. | મીરકાસમ હાર્યો. |
| ૧૭૬૩ | ઘેરીઆ. | ઈંગ્રેજ ને મીરકાસમ. | ઈંગ્રેજ જીત્યા. |
| ૧૭૬૪ | બકસાર. | મનરો ને સુજા-ઉદ-દોલા. | સુજા-ઉદ દોલાહાર્યો |
| ૧૭૬૪ | કાલ્પી. | ઈંગ્રેજે. સુજા-ઉદ દોલા તથા | મરેઠાને હરાવ્યા. |
| ૧૭૬૭ | અંબુર ૩ જી. | કર્નલસ્મીથ ને હૈદર. | હૈદર હાર્યો. |
| ૧૭૬૭ | ત્રીનોમાલી. | કર્નલસ્મીથે- નીજામ ને હૈદર. | નિજામ તથા હૈદરને હરાવ્યો. |
| ૧૭૬૭ | ચંગમા. | ઈંગ્રેજ તથા હૈદર. | હૈદર હાર્યો. |

| | | |
|---|---|---|
| ૧૭૭૨ ચેરકુલી. | હૈદર ને (માધવરાવ ત્રીંબકરાવ) | હૈદર હારચો. |
| ૧૭૮૦ પોલીલોર. | કર્નલબેલી તથા હૈદર. | ઈંગ્રેજો હાર્યા ને બેલી પકડાયો. |
| ૧૭૮૧ ચીલાંબ્રમ. | ઈંગ્રેજ તથા સર ઈ. કુટ. | કુટને હરાવ્યો. |
| ૧૭૮૧ પોર્તોનોવો. | કુટ તથા હૈદર. | હૈદર હારચો. |
| ૧૭૮૧ શોલીંગર. | કુટ તથા હૈદર. | હૈદર હારચો. |
| ૧૭૮૧ પોલીલોર-૨ જી. | કુટ તથા હૈદર. | હૈદર હારચો. |
| ૧૭૮૨ પનીઆની. | ઈંગ્રેજ ને, હૈદર. | હૈદર હારચો. |
| ૧૭૮૫ આગ્રા. | (સંધીઆ અને મરેઠાવચ્ચે. | સિંધીઆ હારચો. |
| ૧૭૯૧ શીમોગા. | ઈંગ્રેજ ને ટીપુ. | ટીપુ હારચો. |
| ૧૭૯૧ એરીકેરા. | ટીપુ ને કાર્નવાલીસ. | ટીપુનો હાર્યો. |
| ૧૭૯૨ અજમેર. | સિંધીઆ અને હોલ્કર. | હોલ્કર હારચો. |
| ૧૭૯૫ કુર્દલા. | મરેઠા તથા નિઝામ. | નિઝામનો હારચો. |
| ૧૭૯૯ માલવેલી. | ઈંગ્રેજ તથા ટીપુ. | ટીપુની હારચો. |
| ૧૭૯૯ સદાશીર. | ઈંગ્રેજ તથા ટીપુ. | ટીપુ હારચો. |
| ૧૭૯૯ શ્રીરંગ પટ્ટણ. | ઈંગ્રેજ તથા ટીપુ. | ટીપુ રણમાં પડ્યો. |
| ૧૮૦૧ ઈંદોર. | સિંધીઆ ને જશવંતરાવ. | જશવંતરાવ હારચો. |
| ૧૮૦૧ પુણા. | જશવંતરાવ હોલ્કર ને પેશ્વા. | સિંધીઆ હારચો. |
| ૧૮૦૧ ઉજ્જણ ૨-જી. | જશવંતરાવને સિંધીઆ. | સિંધીઆ હારચો. |
| ૧૮૦૩ અસાઇ. | જનરલ લેક ને સિંધીઆ. | સિંધીઆ હારચો. |
| ૧૮૦૩ દીલ્હી. | લેક તથા સિંધીઆ. | સિંધીઆ હારચો. |
| ૧૮૦૩ લાસ્વારી. | વેલેસ્લી, સિંધીઆ ને ભોંસલે | સિંધીઆ ને ભોંસલે હારેચા. |
| ૧૮૦૩ આર્ગંગામ. | લેક તથા મરેઠા. | મરેઠા હારચા. |
| ૧૮૦૩ આગ્રા-૩ જી. | લેક તથા મરેઠા. | મરેઠા હારચા. |
| ૧૮૦૪ દીગગઢ. | ફ્રેજર તથા માન્સ જશવંતરાવ. | જશવંતરાવ હારચો. |
| ૧૮૦૪ ફરેકાબાદ. | લોર્ડ લેક ને હોલ્કર. | હોલ્કર હારચો. |
| ૧૮૧૫ મલુન. | ઈંગ્રેજ ને ગુર્ખા. | ગુર્ખા હારચા. |
| ૧૮૧૬ મકવાનપૂર. | ઈંગ્રેજ ને ગુર્ખા. | ગુર્ખા હારેચા. |
| ૧૮૧૬ હરીહરપુર. | ઈંગ્રેજ ને ગુર્ખા. | ગુર્ખા હાર્યા. |
| ૧૮૧૭ ખડકી. | ઈંગ્રેજ ને બાજીરાવ. | બાજીરાવને હારચો. |
| ૧૮૧૭ કોરેગામ. | ઈંગ્રેજ ને મરેઠા. | મરેઠા હારેચા. |
| ૧૮૧૭ નાગપૂર. | ઈંગ્રેજ ને મરેઠા. | મરેઠા હાર્યા. |
| ૧૮૧૭ મહિદપૂર. | સરજે હિસ્લોપ ને માલ્કમે. | મલ્હારરાવ હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૧૭ જમલપૂર. | ઈંગ્રેજ ને મરેઠા. | મરેઠા હારચા |
| ૧૮૧૭ આસટે. | ઈંગ્રેજ ને ગોખલે. | ઈંગ્રેજ વીજયી થયા. |
| ૧૮૧૭ રંગૂન-૧ લી. | ઈંગ્રેજ ને બ્રહ્મીઓ. | બ્રહ્મીઓ હારચા. |

| | | | |
|---|---|---|---|
| ૧૮૨૫ | પ્રોમ. | ઇંગ્રેજ ને બ્રહ્મીઓ | બ્રહ્મીઓ હારચા. |
| ૧૮૨૫ | પગામ. | સર-આર્ચિબાલ્ડ કેમ્પેબલ. | બ્રહ્મીઓને હરાવ્યા. |
| ૧૮૪૦ | પર્વાન. | ઇંગ્રેજ ને દોસ્તમહમદ. | દોસ્તમહમદ હારયો. |
| ૧૮૪૨ | કંદહાર. | જનરલ નૉટ ને અફગાન | અફગાન હારચા. |
| ૧૮૪૩ | મીયાની. | નેપીયર ને સીંધના અમીરો. | અમીરો હારચા. |
| ૧૮૪૩ | હૈદ્રાબાદ. | લોર્ડનેપીયરને સીંધનાઅમીરો. | અમીરો હાર્યા. |
| ૧૮૪૩ | મહારાજપુર. | ગાફને સિંધીઆ. | સિંધીઆ હારચા. |
| ૧૮૪૩ | પનીઆર. | જનરલગ્રેનીને સિંધીઆ. | સિંધીઆ હારચા. |
| ૧૮૪૫ | મુદ્કી. | ગાફને સીખ. | સીખનો પરાજય. |
| ૧૮૪૫ | ફીરોજશહેર. | ઈંગ્રેજ ને સીખ. | સીખ હારચા. |
| ૧૮૪૫ | બદ્દીવાલ. | ઈંગ્રેજ ને સીખ. | ઈંગ્રેજની ફોજનેહાની પહોંચી. |
| ૧૮૪૬ | અલિવાલ. | હેનરી સ્મીથ ને સીખ. | ઈંગ્રેજો વીજયી થયા |
| ૧૮૪૬ | સોબ્રોન. | સ્મીથ, ગાફ તથા તેજસીંગ ને સામસીંગ. | સીખ સેના હારી. |
| ૧૮૪૯ | રામનગર. | ગાફ તથા શેરસીંઘ-ચતુરસીંઘ | સીખ હારચા. |
| ૧૮૪૯ | ચીલીઅનવાળા. | ગાફ ને શેરસીંઘની વચ્ચે. | ઈંગ્રેજનો જય થયો. |
| ૧૮૪૯ | ફીનીરી. | ઈંગ્રેજ ને સીખ. | શીખ હારચા. |
| ૧૮૪૯ | સદુસેન. | ઈંગ્રેજ ને શીખ. | શીખ હારચા. |
| ૧૮૪૯ | ગુજરાત. | ગાફ તથા શીખ. | શીખ હારચા. |
| ૧૮૫૨ | રંગુન-૨ જી. | ઇંગ્રેજ ને બ્રહ્મી. | બ્રહ્મી હારચા. |
| ૧૮૫૨ | પેગુ. | ઈંગ્રેજ ને બ્રહ્મી. | બ્રહ્મી હારચા. |



## मुकाबला

## अकबर अने औरंगजेब.

(૧) રાજ્ય ક્રિય શક્તિ, દઢતા, અને ચંચાળાઈમાં બંને સરખા હતા પણ અકબરે પોતાની અક્કલ હોશીઆરીથી હરેક કામ કાઢી લેતો. ને ઓરંગજેબ આડે રસ્તે કાઢી લેતો.

(૨) અકબર ઉદાર, ક્ષમાવાન ને શત્રુ ઉપર દયા રાખનાર હતો ઓરંગજેબ, જુલમી, ઘાતકી, અને દુશ્મનો ઉપર નિર્દયતા વાપરનાર હતો.

(૩) અકબરે રજપૂતોની સાથે પ્રીતી બાંધી તેમને રાજ્યના

સ્તંભ કર્યા; ઔરંગજેબે તેમના ઉપર જુલમ કરી દુશ્મન બનાવ્યા.

(૪) અકબરે હિંદુ ઉપરનો જજીઆ વેરો માફ કરી તેમને મોટી જગાઓ આપી. ઔરંગજેબે હિંદુઓ ઉપર જજિઆવેરો નાંખી નોકરીમાંથી દુર કર્યા.

(૫) અકબરે તમામ ધર્મનું શોધન કર્યું અને કોઈ ધર્મપર જુલમ કર્યો નહીં. ઔરંગજેબે પોતાના ધર્મનું અભિમાન રાખી બીજા ધર્મ ઉપર જુલમ કર્યો.

## वॉर्नहेस्टींग्स अने कलाइव.

(૧) કલાઇવે ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો તેને હેસ્ટીંગ્સે પોતાની અક્કલ હોંશીઆરીથી સાચવીને વધાર્યું.

(૨) રાજ કારભારમાં તેમજ રૈયતની સાથે પ્રીતી મેળવવામાં તથા સંકટને વખતે ધીરજ રાખવામાં બંને સરખા હતા.

(૩) કલાઇવને રાજ્ય સંપાદાન કરવામાં તકેટ કરવાં પડ્યાં તેમજ હેસ્ટીંગ્સને રાજ્ય સાચવવા માટે કરવાં પડ્યાં હતાં.

(૪) કલાઇવ હરેક કામ કરવામાં પોતાની તરવાર તથા બુદ્ધી એ બંને સામેલ રાખી કરતો ને હેસ્ટીંગ્સ પોતાના મનનું ધાર્યું કરતો.

## हैदर अने शिवाजी.

(૧) પ્રથમ હલકી જાગીરો મેળવવામાં અને તેથી વધીને મોટાં રાજ્ય સ્થાપન કરવામાં બંને સરખા હતા. તેમજ બંને દગાખોર, બહાદુર, ધીરજવાન, ખટપટીઆ, અને સમય સુચક હતા.— તફાવત એટલોજ છે કે, શિવાજીએ પોતાના રાજ્યનો પાયો એવો મજબૂત નાંખ્યો કે, ઔરંગજેબ જેવા પાકા દુશ્મન છતાં પોતાના રાજ્યને કંઈ પણ હરેકત નહી પડવા દેતાં ટકાવી રાખ્યું.—અને હેદરનો પુત્ર ઘણોજ હોંશીઆર છતાં રાજ્ય ડુબાવી નાંખ્યું.

## कलाइव अने दुप्ली.

(૧) કલાઇવે ઇંગ્રેજોને રાજ્ય મેળવી આપ્યું તેમજ દુપ્લીએ ફ્રેન્ચોને મેળવી આપ્યું કલાઇવ દાવપેચી, બહાદુર, અને લડવૈયો હતો તેમજ દુપ્લી પણ તેવોજ હતો. કલાઇવે રાજ્યનું રક્ષણ તીક્ષણ

બુદ્ધીથી કરી ઈંગ્રેજી રાજ્યની ચઢતી કરી. ને ડુપ્લીમાં ને ગુણ નહી હોવાથી, ફ્રેન્ચોને મેળવી આપેલું રાજ્ય પડી ભાગ્યું.

## लोर्डवेलसली अने लोर्ड डैलोजी.

(૧) ડેલોઝીએ અઘટિત કામ જે કરેલાં તેટલાં વેલ્સલીને કરવા પડેલાં નહીં. રૈયતની સાથે પ્રીતી સંપાદાન કરવામાં ને દેશને આબાદ રાખવામા ડૈલોઝી ચડતો હતો.—વેલ્સલીએ. મદ્રાસ ઈલાકો તથા મુંબાઈ ઇલાકો વિગરે વાળ્યા પ્રાંતો મેળવી રાજ્ય વધાર્યું તેમજ ડેલોઝીએ મધ્ય પ્રાંતો, બ્રહ્મદેશ, અને પંજાબ વિગરે મુલકો ખાલાસા કરી રાજ્ય વધાર્યું આ શિવાય બીજા બધામાં ગુણોમાં તેમજ અવગુણોમાં બંને જણ સરખા હતાં.



## हिंदमां थएला गवर्नर जरनलो, अने तेमना वखतमां बनेला राजकीय बनावोना टुंक हेवाल.

### (१) हिंदमां ब्रिटीस राज्यनो पायो नांखनार पेहेल वेहेलो गवर्नर जरनल लार्ड कलाइव

### इ.स.१७५८थी १७६७ सुधी.

એ ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથ નિચે ઈ. સ. ૧૭૪૩ માં કારકૂનની નોકરીમાં હતો. પછીથી તે લશ્કરી ખાતાનો નોકર થયો.

ઈ. સ. ૧૭૫૦ માં આર્કાટ ઉપર ઘેરો ઘાલ્યો. આની ગામ આગળ રાજા સાહેબને હરાવી, મહમદ અલીને આર્કાટનો નવાબ ઠરાવ્યો.

ઈ. સ. ૧૭૫૨ માં એણે ફ્રેન્ચો ઉપર ત્રિચીનાપોલી આગળ હુમલો કર્યો અને કોવેલાંગ, અને ચિંગલપટ એ બંને કીલ્લા તાબે કર્યા.

ઈ. સ. ૧૭૫૫ માં ફોર્તસેન્ટ ડેવીદનો હાકેમ થયો.

ઈ. સ. ૧૭૫૬ માં ઘેરીઆનો કીલ્લો લેઈ તેના સરદારને હાંકી કાઢ્યો.

ઈ. સ. ૧૭૫૭ માં ચંદ્રનગર જીત્યું. અને પ્લાશીની લડાઈ થઈ, તેમાં સુજા ઉદવલ્લીને હરાવી, મીરજાફરને નવાબ નીમ્યો.

ઈ. સ. ૧૭૬૫ માં કલાઇવે બંગાળા, બહાર, ઓરિસા એ પ્રાંતો ઇંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં. અને કંપનીના નોકરોનો પગાર વધારી કેટલાક કાયદા કર્યા. ઈ. સ. ૧૭૬૭ માં સ્વદેશ ગયો. ત્યાં તેને માન મળ્યું. તેથી બીજાઓને અદેખાઈ આવવાથી એક ટોળી ઉભી થઈ તેના ઉપર કેટલાંક તોહોમત મૂકયાં તેમાં કલાઈવ જીત્યો. પણ આપઘાત કરી, ઈ. સ. ૧૭૭૪ ની શાલમાં (૪૯) વર્ષની ઉમરે મરણ પામ્યો.

## (૨) લોર્ડ વોરનહેસ્ટિંગ્સ इ.स. १७७२थी १७८५सुधी.

એણે નોકરોની ગોઠવણમાં ફેરફાર કર્યો તથા વસુલાત ખાતામાં સુધારો કર્યો.

ઈ. સ. ૧૭૭૪ માં રોહીલા સાથે યુદ્ધ થયું—ઇનસાફને માટે કોર્ટો સ્થાપી તથા રેગ્યુલેટિંગ આક્ટ પસાર કીધો.

ઈ. સ. ૧૭૭૫ માં અયોધ્યાની બેગમ પાસેથી નાણું કઢડાવ્યું.

ઈ. સ. ૧૭૭૬ માં નંદનકુમારે રૂસવત લીધાનું તોહમત મૂક્યું.

ઈ. સ. ૧૭૮૦ માં કાસીના રાજા ચેયતસિંહ પાસેથી ખંડણી કરતાં વધારે રૂપીઆની માગણી કરી.

ઈ. સ. ૧૭૮૧ માં કાસીના રાજા ચેયતસિંહને પદભ્રષ્ટ કરી, તેના ભત્રિજાને ગાદી આપી, ચાલીશ લાખ રૂપીઆ ખંડણી ઠરાવી. તથા અયોધ્યાની બેગમની જાગીરો જપ્ત કરી (૭૬) લાખ રૂપીઆ વસુલ કરી કંપનીને મોકલ્યા.

ઈ. સ. ૧૭૮૪ માં ટીપુની સાથે માંગલોર મૂકામે સલાહ થઈ. તથા પીટના ફોક્સનું બીલ થયું.—એના વખતમાં મરેઠા તથા મેસૂર જોડે વિગ્રહ થયાં. અને છેવટે ઈ. સ. ૧૭૮૫ માં સ્વદેશ જઈ ઈ. સ. ૧૮૧૮ માં (૮૬) વર્ષની ઉમરે મરણ પામ્યો.

## लोर्ड मेकफर्सन ( काम चलाउ ) इ. स. १७८५ थी १७८६ सुधी.

એણે ફક્ત વીસ માસ રાજ્ય કર્યું એના વખતમાં કંઈ જાણવા-જોગ બનાવ બન્યા નથી.

## लोर्ड कार्नवॉलिश इ.स. १७८६ थी १७९३ सुधी.

એણે કલકત્તામાં ફોજદારી અખત્યારની સુપરીન કોર્ટો સ્થાપી. કલેક્ટર અને ગવર્નરનાં કામ જૂદાં પાડયાં. ફોજદારી કામ યુરોપી-અનને સોપ્યું. ઈ. સ. ૧૭૯૦ માં મૈસૂર જોડે ત્રીજો વિગ્રહ થયો. ઈ. સ. ૧૮૯૧ માં ટીપુ સાથે લડાઈ થઈ, તેમાં ટીપુ હાર્યો. ઈ. સ. ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આગળ ટીપુની સાથે લડાઈ થઈ, તેમાં ટીપુની હાર થઈ. ને કૉર્નવાલીશ જોડે સલાહ કરી. ઈ. સ. ૧૭૯૩ માં જમાબંધી બાંધી તથા નોકરોનો પગાર વધાર્યો. ઉગરાતદારોને વંશપરંમપરાના પટા લખી આપ્યા. અને ફોજદારી કચેરીઓના કાયદા બાંધ્યા. કલકત્તમાં હાઈકોર્ટ સ્થાપી ને ઈ. સ. ૧૭૯૩ માં વિ-લાયત ગયો.

## लोर्ड सरजॉनसोर इ. स. १७९३ थी १७९८ सुधी.

એણે શાન્તીથી રાજ્ય ચલાવવાનું નક્કી કરી, દેશી રજવાડાની ખટપટમાં પડવાનું મન કાઢી નાંખ્યું. કર્ણાટકનો નવાબ ગુજરી જ-વાથી તેની ગાદી તેના દીકરાને આપી. પણ તેનાથી બરોબર રાજ્ય ચલાવી શકાયું નહી તેથી તે રાજ્ય ઈ. સ. ૧૮૦૧ માં લઈ લીધું.

ઈ. સ. ૧૭૯૫ માં બંગાળાના લશ્કરે પગાર વધારવા સારૂ બળવો ઉઠાવ્યો, તે એણે સમાવ્યો. એ શિવાય એના વખતમાં જા-ણુવાજોગ બનાવ બન્યા નથી. ઈ. સ. ૧૭૯૮ માં સ્વદેશ ગયો.

## लोर्ड सरएलयुर्ड (काम चलाउ) इ. स. १७९८ थी १७९८ सुधी.

એના વખતમાં કંઈ જાણવા લાયક બનાવ બન્યા નથી.

## लोर्ड मोर्निंग्टन (मार्क्विस ऑव वेलस्ली)

### इ. स. १७९८ थी १८०५ सुधी.

એણે પ્રથમ નીજામને પોતાના પક્ષમાં લીધો. તથા મૈસુર જોડે ત્રીજો અને મરેઠા જોડે બીજો, એ વિગ્રહ એના વખતમાં થયા. તથા ટીપુ જોડે શ્રીરંગપટ્ટણ આગળ લડાઈ થઈ. તેમાં ટીપુ મરાયો—વસાઈ મુકામે પેશ્વા સાથે સલાહ થઈ. ઈ. સ. ૧૮૦૫ માં સ્વદેશ ગયો.

## लोर्ड कार्नवॉलिश (बीजी वार) इ. स. १८०५ थी १८०५ सुधी.

પોતાના હોદ્દા ઉપર આવી લૉર્ડ લેકને મળવા જતાં એ રસ્તામાં ગાજીપૂર આગળ મરણ પામ્યો.

## लोर्ड सरजॉर्जबार्लो. इ. स. १८०५ थी १८०७ सुधी.

એણે સિંધીઆ તથા હોલકરની સાથે ફરીથી કોલ કરાર કર્યા. બ્રીટીશ રાજ્યનું ક્ષેત્રફળ કમી કર્યું ઈ. સ. ૧૮૦૬ મા વેલોરમાં દેશી સિપાઇઓએ બળવો ઉઠાવ્યો. તે સમાવી ઈ. સ. ૧૮૦૭ માં સ્વદેશ ગયો.

## * लोर्ड मिन्टो इ. स. १८०७ थी १८१३ सुधी.

એણે મોરીસ, જાવા, બુર્બોનબેટ મેળવ્યા—પંજાબ, અફગાનિસ્તાન, ઈરાનમાં સલાહો કરવાને એલચી મોકલ્યા, હિંદના વેપાર કરવાની છૂટ ઇંગ્રેજોને આપી.—ઈ. સ. ૧૮૧૩ માં સ્વદેશ ગયો.

## लोर्ड मोइरा इ. स. १८१४ थी १८२३ सुधी.

એના વખતમાં નેપાળના વગડાઉ ગુરખા લોક સાથે લડાઈ થઈ.—શીગાઉલીના કોલકરાર થયા.—પીંઢારા તથા મરેઠા સાથે છેલ્લા વિગ્રહ થયા. ઈ. સ. ૧૮૧૭ માં પુના હસ્તક કર્યું. ને ઈ. સ. ૧૮૧૩ માં સ્વદેશ ગયો.

## लोर्ड आदम्स (काम चलाउ) इ. स. १८२३ थी १८२३ सुधी.

એણે થોડા દીવસ રાજ્ય કર્યું. તેથી કંઈ જાણવાજોગ બનાવ બન્યા નથી.

## लोर्ड आम्हर्स्ट इ. स. १८२३ थी १८२८ सुधी.

એને આવ્યાને થોડી મૂદત થઈ, એટલામાં બ્રહ્મી લોકો સાથે લડાઈ થઈ, તેમાં આખરે બ્રહ્મી લોકોએ લડાઈનું ખર્ચ, આસામ, કક્કર, તેનાસરિમ, વિગેરે પ્રાંતો આપી, યાન્દોબા ગામમાં સલાહ કરી. ત્યારપછી ભરતપુરનો ગઢ જીતી. ઈ. સ. ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

## लोर्ड विलियम बान्टिग इ.स. १८२८ थी १८३५ सुधी.

એણે વસુલાત ખાતમાં સુધારો કર્યો. બ્રહ્મી લોક સાથે લડાઈ કરવામાં ચાદ કરોડનો ખર્ચ થયો હતો. તે ખર્ચ પુરો પાડવા સારૂ હમેશના ખર્ચમાંથી દોઢ કરોડ રૂપીઆનો ઘટારો કર્યો.—માળવાના અફીણ ઉપર જકાત ઠરાવ.—સતી થવાનો ચાલ બંધ કર્યો. સિવીલસર્વિસની પરીક્ષામાં દેશીઓને દાખલ થવા માટે માર્કમાં વધારો કર્યો. મૈસુરના રાજ્ય ઉપર જપ્તી મૂકી, ઈ. સ. ૧૮૩૪ તે દેશ બ્રીટીશ રાજ્યમાં જોડી દીધો. દેશીઓને મોટા હોદ્દા આપવાનો ધારો કર્યો.—યુરોપ જવાનો ટુંકો રસ્તો કાડ્યો—વરાળયંત્ર શરૂ કર્યો. ઈંગ્રેજી નિશાળો સ્થાપીને ઈ. સ. ૧૮૩૫ માં સ્વદેશ ગયો.

## लोर्ड सरचार्ल्स मेटकॉफ इ स. १८३५ थी १८३६ सुधी.

લોર્ડવિલિઅમ બેન્ટીંગના કરેલા સુધારાને અમલમાં આણ્યા. ને છાપખાનાને છુટ આપી, માન મેળવી, સ્વદેશ ગયો.

## लोर्ड आकलांड इ. स. १८३६ थी १८४२ सुधी.

એના ખોટા વિચારથી અફગાનિસ્તાન સાથે વિગ્રહ થયો. તેમાં ઈંગ્રેજી લશ્કરની હાની થઈ, પણ આખરે સલાહ કરવી પડી. ઈ. સ. ૧૮૪૨ માં ચીન સાથે લડાઈ થઈ, તેમાં ઈંગ્રેજોને હાંગકાંગ

એટ મળ્યો, અને એમોય, કુચ્યું, નિગંપો, સાંગાહી, સાથ ઈંગ્રેજો એ વેપાર ચલાવવાની છુટ મેળવી સ્વદેશ ગયો.

## लोर्ड एलनवरो इ. स. १८४२ थी १८४४ सुधी.

એના વખતમાં સિંધ સાથે વિગ્રહ થયો. તેમાં સરચાર્લસ નેપીઅરે સિંધના અમીરો પાસેથી એ દેશ જીતી લેઈ, ખાલસા કીધા તે અને અમીરોને કેદ કરી બનારસ મોકલ્યા.—ગ્વાલીઅરનું રાજ્ય બ્રીટીશ રાજ્યને તાબે કરી, ઈ. સ. ૧૮૪૪ માં સ્વદેશ ગયો.

## लोर्ड सरहेनरी हार्डींग इ. स. १८४४थी १८४८सुधी.

એ સૂરો, તેમજ ડાહાપણવાળો, અને ઉદાર મનનો હતો. એનો એક હાથ યુરોપની લડાઈમાં કપાયો હતો. ઈ. સ. ૧૮૪૫ માં શીખ લોક સાથે મોટો વિગ્રહ થયો. તેમાં છેવટે સલાહ કરી, ધુલીપસિંહને રાજા માન્યો. (જે હાલ યુરોપખંડમાં તે.) સતી થવાનો તથા દુધપાતી (બાળહત્યા) કરવાનો ચાલ બંધ કર્યો. ઈ. સ. ૧૮૪૮ ની શરૂઆતમાં તે વિલાયત ગયો.

## लोर्ड डेलहौसी इ. स. १८४८ थी १८५६ सुधी.

એના વખતમાં શીખલોક સાથે, વિગ્રહ થયો. તેમાં પંજાબ બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધું.—બીજો વિગ્રહ બ્રહ્મી લોક સાથે થયો, તેમાં આરાકાન, તેના સરિમ પ્રાંત પગુ પ્રાંતના નામથી જોડી દેઈ ખાલસા કીધા.—દત્તક લેવાની મના કરી, કાયદો કર્યો. ઈ. સ. ૧૮૫૬ માં અયોધ્યાનું રાજ ખાલશા કર્યું. તથા સડકો અને ખેતીના લાભને માટે નેહેરો બંધાવી.—પબ્લીક વર્કસખાતુ સ્થાપ્યું.--હીંદમાં રેલવેનું ખાત મહુરત એણે કર્યું—ટપાલખાતામાં સસ્તા દરનું પોષ્ટેજ કર્યું—તારખાતું નવું દાખલ કર્યું—ઈ. સ. ૧૮૪૯ માં સતારાનું રાજ્ય ખાલસા કીધું—ધુલીપસીંહને દરવરસે પાંચ લાખ એંશી હજારનું વર્ષાષન બાંધી આપી. ઈ. સ. ૧૮૫૬ ના માર્ચ માસમાં સ્વદેશ ગયો.

## लोर्ड केनिंग इ. स. १८५६ थी १८६१ सुधी.

એના વખતમાં ઈ. સ. ૧૮૫૭ માં મોટો બળવો જાગ્યો. તે એણે સમાવ્યો.—ઈ. સ. ૧૮૫૮ માં મહારાણીએ હિંદનો કારભાર પોતે હાથ લીધો.—ફોજદારી આક્ટ તથા ક્રેમીનલ પ્રોશીજરકોડ દીવાની કામને માટે શીવીલ પ્રોશીજરકોડ, કાયદા મંજુર કરાવ્યા. ગવર્નરજનરલને વૉઈસરૉયના ઈલકાબ મળ્યા—ઈ. સ. ૧૮૬૨ ના માર્ચ માસમાં સ્વદેશ જઈને એક મહીના પછી ગુજરી ગયો.

## लोर्ड एलजीन इ. स. १८६२ थी १८६३.सुधी.

એણે કાયદા બાંધવાના કામમાં ત્રણ દેશી ને ત્રણ યુરોપ્યન મળી, એક કૌશીલ ઠરાવી—વાયપ્રાંતના વાહાબીલોકે તોફાન મચાવ્યું હતું. તે સમાવ્યું—અમેરિકાનું રૂ ઈંગ્લાંડ નહીં જવાથી હિંદમાં થતા રૂની કીમતમાં વધારો થયો—ઈ. સ. ૧૮૬૩ માં સિમલા આગળ મરી ગયો.

## लोर्ड लारेन्स इ. स. १८६३ थी १८६८ सुधी.

એના વખતમાં ભૂતાન સાથે વિગ્રહ થયો. ઈ. સ. ૧૮૬૪માં "દ્વાર્સ" પ્રગણું ખાલસા કીધું—ઈ. સ. ૧૮૬૫ માં મુબાઈમાં સેરસટ્ટો થયો—ઈ. સ. ૧૮૬૬ માં ઓઢીઆ, અને ઉત્તર હિંદમાં દુકાળ પડ્યો—પુસ્તકશાળા તથા કસરતશાળા સ્થાપી ને ઈ. સ. ૧૮૬૯ માં સ્વદેશ ગયો.

## लोर्ड मेयो इ. स. १८६९ थी १८७२ सुधी.

એણે અંબાલામાં દરબાર ભરી, તે કામ સારેતોરે પારપાડ્યું અને શેરઅલીને અફગાનીસ્તાનનો અમીર સ્વિકાર્યો. ઈ. સ. ૧૮૬૯ માં મહારાણીના શાહજાદા ડ્યુકઑવએડીનબરો હિંદમાં આવ્યા—ખેતીવાડીનું નવું ખાતું સુધાર્યું—મીઠાની જકાતમાં સુધારો કર્યો.—પ્રાંતોની હાલત નજરે જોવાની ટેવમાં આન્દામાન બેટમાં કેદીઓની તપાસ કરવા ગયો. ત્યાં એક દેશનિકાલ કેદીએ બીનકારણે મારી નાંખ્યો.

## લોર્ડ નોર્થ બ્રુક ઇ. સ. ૧૮૭૨ થી ૧૮૭૬ સુધી.

એના વખતમાં નિચલા બંગાળમાં દુકાળ પડ્યો, ઈ. સ. ૧૮૭૫ માં વડોદરાના ગાયકવાડ મલારાવને બ્રીટીશ રેસિડેન્ટને ઝેર દેવાની કોશીશ કરવાથી તેને પદભ્રષ્ટ કર્યો.—મહારાણીના યુવરાજ પ્રિન્સ-ઑફ્‌વેલ્સ હિંદમાં પધાર્યા.—ઈ. સ. ૧૮૭૬ માં વિલાયત ગયો.

## લોર્ડ લિટન ઇ. સ. ૧૮૭૬ થી ૧૮૮૦ સુધી.

એના વખતમાં ઈ. સ. ૧૮૭૭ ના જાનેવારી માસમાં માહારાણીએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું.—દક્ષિણહિંદમાં દુકાળ પડ્યો તેમાં (૧૧) કરોડ રૂપીઆનું ખર્ચ થયું તે ખર્ચ પુરો પાડવા માટે ધંધારોજગાર ઉપર લાઈસનટેક્ષ શરૂ કર્યો.—મુંબાઇને મદ્રાસ ઈલાકામાં મીઠાની જકાત વધારી. તથા દેશીઓને હથીઆર નહી રાખવાનો (બાંધવાનો) કાયદો ઠરાવ્યો.—અફગાન મામલો ફરીને જાગ્યો.—ઈ. સ. ૧૮૮૦ માં સ્વદેશ ગયો.

## લોર્ડ માર્કીવસ ઑવ રીપન ઇ.સ. ૧૮૮૦ થી ૧૮૮૪ સુધી.

આ ગવર્નરજનરલે જેવું માન હિંદમાં મેળવ્યું. તેવું અગાઉના કોઈ સુબાએ મેળવ્યું નોહોતું—એના વખતમાં અફગાન લડાઈ થઈ તેમાં આખરે યાકુબખાનને હરાવી ઈ. સ. ૧૮૮૦ અબદુલ રેહેમાનને કબજો સોંપ્યો.—દેશી જડજો યુરોપીઅનનો ઇનસાફ કરે એવું બીલ મંજુર કરાવ્યું. દેશીઓને મોટી જગાઓ આપવાનો ધારો કર્યો. ખેડુતોના ઉપર થતા જુલમ અટકાવ્યા.—ઈ. સ. ૧૮૮૧ માં વસ્તીની ગણત્રી કરી.—કેળવણીનું નવું કમીશન નીમી તેમાં સુધારો કર્યો.—દેશી કારીગરીને ઉત્તેજન આપ્યું.—સેલમના હુલડમાં પકડાએલા બીન ગુનેગારોને આન્દામાન બેટમાંથી છોડી દીધા.—ઈ. સ. ૧૮૮૩ ના નવેમ્બરમાં મહારાણીના કુવર ડ્યુક-આવકોનાટ હિંદમાં આવ્યા—ઈ. સ. ૧૮૮૪ ની આખરમાં મોટું માન મેળવી વિલાયત ગયો.

## लोर्ड डफ्रीन हालना. इ. स. १८८४

એણે રૂશિઅન લોકની ધાસ્તીને લીધે અફગાનિસ્તાનના અમીરો સાથે સલાહ કરીને રાવળપિન્ડીમાં દરબાર ભરી, અમીરોને પુષ્કળ ભેટ આપી. ગ્વાલીઅરનો કીલ્લો સિંધીઆને પાછો આપ્યો. ઈ. સ. ૧૮૮૬ માં સિંધીઆ અને હોલકર મરી ગયા. ત્યારે સિંધીઆની ગાદીએ તેનો પુત્ર બેઠો. તે નાનો હોવાથી તેનો કારભાર ઈંગ્રેજ કરે એવો ઠરાવ કર્યો.—હોલકરની ગાદી તેના પુત્ર શિઆજીરાવને આપી.—

ઈ. સ. ૧૮૮૭ માં માહારાણી વિક્ટોરીઆને રાજ્ય કર્તા પચાસ વર્ષ પુરાં થયાં. તેની ખુશાલીમાં ફેબ્રુવારી માસમાં જ્યુબીલીનો મોહોચ્છવ પ્રથમ હિંદમાં થયો. અને એજ સાલના જુન માસમાં ઈંગ્લાંડમાં થયો. તે પ્રસંગે હિંદના દેશી રાજાઓ જે ઈંગ્લાંડ ગયા. તેમને ઘટતા ઈલકાબ આપ્યા.

